સમાં યોગ્ય રીતે પ્રસિદ્ધ છે. મેજર વાૅકરને માટે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જેમ બને તેમ તેણે તાકીદથી લશ્કરી દેખાવ મૂકી દઈને વડોદરાના બ્રિટિશ રેસીડેન્ટનું પદ ધારણ કરવું. મી૦ ડંકને વિચાર્યું કે એની હજી લગી એવી મરજી હતી કે બળનો ઉપયોગ કર્યા વિના તકરારનો છેડો આણવો. આ ઠરાવ લડાઈમાં ઉતરવાને તેને વિશેષ અપ્રવૃત્ત કરશે. મેજર વાૅકરને ઉઘાડી એવી સૂચના કરવામાં આવી કે મહારાજા આનંદરાવને તેમના પિતાના મોતનો દિલાસો આપવાનો હતો પણ ચોરાશી પરગણું અને ચોથ આપવા ઉપર તે કામ મુલતવી રાખવામાં આવ્યું હતું તેનો અમલ કરવાને માટે તમને મોકલવામાં આવે છે. માટે પ્રથમ તો તમારે ગાયકવાડના વકીલો સંગાથે વડોદરે જવું. આ કારણ તો ઉઘાડું જ હતું, પણ તેની ખરી મતલબ એ હતી કે આનંદરાવના મનની ખરી સ્થિતિ કેવી છે, તથા તેનો પુત્ર હુનમન્તરાવ, બાબાજીના હાથ નીચે લશ્કરમાં રહ્યો છે તેમાં તે અનુમત છે કે નહિ તે વિષેનો નિશ્ચય કરવો. તેટલી વારમાં લશ્કરી ટુકડી દરિયાને રસ્તે ખંભાત આવવાની હતી અને મેજર વાૅકર વડોદરે પોતાનું કામ કરી રહે ત્યારે તે ત્યાં જઈને તેને મળવાનો હતો.

સન ૧૮૦૨ ના જાન્યુઆરી મહિનાની ૨૪ મી તારીખે મેજર વાૅકરે સુરત છોડ્યું, અને ૨૯ મી તારીખે વડોદરે પ્હોંચ્યો. તે ભરૂચમાં થઈને ગયો તે વેળાએ સિંધિયાના કામદારોએ તેનો સારો આદરસત્કાર કર્યો. વડોદરેથી થોડા માઈલને અંતરે પ્રધાન તરફના માણસો તેને માટે થોભેલાં હતાં તે તેને મળ્યાં; અને શહરથી એક કોસ ઉપર તેનો આદરસત્કાર કરવાને માટે રાવજી આપાજી સામો આવ્યો હતો. તેની સાથે સર્વ મુલ્કી અને લશ્કરી કામદારો હતા તે તે ઠેકાણે મેજર વાૅકરની મુલાકાત લેવાને રાહ જોઈ રહ્યા હતા. આરબ જમાદાર વગેરે પ્રત્યેક મળવા લાયક માણસો સાથે મેજર વાૅકરની મુલાકાત થઈ અને સર્વેએ અતિશય ભાવ બતાવ્યો. ત્યાંથી તે શહરમાં ગયો, ત્યાં તેને ઉતારો આપવા માટે તંબુ ખડા કરાવ્યા હતા ત્યાં લઈ જવામાં આવ્યો, ત્યારે અદબસર હથિયાર રાખીને તેને માન આપવાને સારૂ ફોજ ઉભી રાખેલી હતી તથા તે જગ્યાએ તોપોના બાર કરીને તેને સલામતી આપી. બીજે દિવસે તે દિવાન તેની પાસે ગયો, અને કડી લઈ જઈને મલ્હાર રાવને ક્હાડી મૂકવાની તેણે પોતાની બહુ આતુરતા તરત જ બતાવી દીધી. મેજર વાૅકર તે વેળાએ એ વાતની ચર્ચા ચલાવવાને રાજી હતો નહિ, એટલા માટે વાત ફેરવીને ખંભાત આગળ આવેલી ફોજને સરસામાન પ્હોંચાડવા વિષેની વાત ચલાવી. આ મુલાકા-

તની વેળાએ એવો ઠરાવ થયો કે મેજર વૉકરે મહારાજાની મુલાકાત લેવા સારૂ ત્રીજે પ્રહરે જવું. આ ઠરાવ આનંદરાવે ફેરવાવ્યો અને કહ્યું કે મુલાકાત લેવાને પ્રથમ એમને બોલાવવા એ ઠીક નહિ. આ સભ્યતાના બદલામાં ગાયકવાડ રસ્તે જતો હતો તે સમયે મેજર વૉકર તેને મળ્યો, અને આનંદરાવ પોતાના હાથી ઉપરથી નીચે ઉતરીને તેને ભેટ્યો અને તેની સાથે તંબુએ ગયો. તેની દરબારના સર્વ કામદારો તેની સાથે હતા, અને ઘોડેસ્વાર તથા પાયદળનો પરિવાર હતો, તે ત્યાં પ્હોંચ્યો, એટલે તેને તોપની સલામતી આપવામાં આવી. મેજર વૉકરે વિનતિ કરી તે ઉપરથી પોતાની સાથે, લઈ જવાને તેણે પસંદ કર્યા તે સરદારો અને અધિકારિયોને લઇને એક ખાનગી ઓશીમાં ગયો; ત્યાં આગળ ગવર્નરની સલામ પ્હોંચાડવામાં આવી, અને માજી ગોવિંદરાવના મૃત્યુ વિષેના દિલાસાનો સંદેશો પણ કહેવામા આવ્યો. મહારાજાએ જરા પણ લક્ષ આપ્યા વિના તે સાંભળ્યું, અને મેજર વૉકરને તરત જ જણાયું કે કોઈ પણ બાબત ઉપર એક લક્ષ કરી દેવાને તેનું ચિત્ત અશક્ત હતું. ત્યાં જે દેખાવ થયો તેનું વર્ણન મેજર વૉકરના શબ્દોમા અમે નીચે આપિયે છિયે —

"આનંદરાવ આશરે તેત્રીશ અથવા ચોત્રીશ વર્ષની વયનો દેખાય છે, "તેનુ શરીર બળવત્ત છે, તેના અગ ઉપર નબળાઈની કઈ દેખીતી નિશાની "છે નહિ, પણ તેનો ચેહેરો ઈંગિત નથી જણાતો અને ભારે આંખોએ "કરીને નબળાઈ હોય એમ લાગે છે તે કદાપિ સ્વભાવિક હશે, અને "નાશકારક કેફી પદાર્થ ખાવાપીવાની તેને ટેવ પડેલી સાંભળવામાં આવી "છે તેથી હશે. ઘણું કરીને આ બે કારણોથી એ મહારાજાના મનને "અસર થએલી જણાય છે. પણ કામ કરવાને તે અશક્ત છે તેનું કારણ "તેના અગના નિર્બળપણાને લીધે નહિ, પણ વિશેષે કરીને ગાંજો ફૂંકવાની "નઠારી ટેવને લીધે છે. મનના આવા નિર્બળપણાની નિશાનિયો છતા પણ "તેનામાં સ્મરણશક્તિ હોય એમ જોવામાં આવ્યું. તેણે પોતાના કામ"દારોમાથી કેટલાએકના નામ ગણાવ્યાં, તેમ જ તેને પોતાના રાજવહિ"વટનું સામાન્ય જ્ઞાન નહિ હતું એમ નથી. જો ગમે તે વેળાએ તે ગભરાઈ "ગયલો જોવામાં આવતો તો રાવજી અને કમાલઉદ્દીન તેને મદદ આપ"વાને તૈયાર રહેતા. તેનું કંઈ પણ લક્ષ જતું તો ઘરેણા પ્હેરેલા કોઈ પણ "ભાગ ઉપર જતું. તે પોતાની પાઘડીનો શીરપેચ વારે વારે પાંશરો કરતો, "અને પોતાના હાથનું કડું કાંડેથી અગરખાની ચૂક ભણી ખશેડતો. આગા "મહમદના ઘડિયાળ ઉપર તેનું લક્ષ જવાથી તે લઈને તેને છોકરવાદ રીતે

"તપાસ્યું. મુલાકાત થઈ રહેવા આવી એટલે તે સાવધાન થતો હોય એમ "જણાયું, અને તેણે કહ્યું કે મારે માથે ઘણા શત્રુ છે, તે મારી જગ્યા "વિષે અને મારા મનની સ્થિતિ વિષે ખોટી વાતો ઉડાડે છે. પણ મને આશા "છે કે તમે કહેશો એટલે ગવર્નર ઠગાશે નહિ, માટે તમે તેને સાચેસાચું "લખજો. આવી અરજ કરતી વેળાએ રાવજી અને કમાલઉદ્દીન વારે વારે "બોલવા લાગતા હતા અને કહેતા હતા કે વાત ચાલવાથી મહારાજાને "કેટલું બધું નુકશાન થયું છે તે સેહેલાઈથી જણાઈ આવે છે. ત્યાર પછી આનંદ-"રાવે મલ્હાર રાવની દુશ્મનાવટ વિષે વાત કહાડી અને કહ્યું કે મારા શત્રુને "શિક્ષા કરવાને તમે ઉતાવળા જશો એવી મને આશા છે. તેમને કડીમાંથી "કહાડી મૂકવાને માટે તેણે ઘણી વાર કહ્યું. આ મતલબ તેની પૂર્ણ થયલી "જોવાને તેણે બહુ આતુરતા બતલાવી; ને તે વિષે તેના કામદારો પણ ફરી-"ફરીને કહેવા લાગ્યા. મહારાજાને ખાત્રીપૂર્વક કહેવામાં આવ્યું કે ગાયકવાડ "સંસ્થાનના લાભ વિષે કંપની સરકાર સદા નજર રાખે છે અને તમારા હકના "વાજબીપણાને લીધે અને ઈંગ્લિશ સરકારની ફોજથી તમારા શત્રુઓની સામે, "પરિણામે તમારૂં રક્ષણ થશે. આ મુલાકાતની વેળાએ આનંદરાવ મહારાજાએ "વિનયપૂર્વક વર્તણૂંક ચલાવી અને અંગરેજ સરકાર ઉપર તેનો આધાર છે "તે, તથા તેના પૂર્વજોના કંપની સાથેના ગાઢા સંબંધને લીધે કંપની સાથેની "તેની પ્રીતિ અને માન એ સર્વે તેણે વારે વારે ફરી બતાવ્યું. રીત પ્રમાણે "પાનસોપારી અને અત્તર ગુલાબ આપ્યા પછી આનંદરાવ ગાયકવાડ રજા "લઈને વિદાય થયો."

તારીખ ૧ લી ફેબ્રુઆરીને રોજ મેજર વોકર, મહારાજાને તેના મ્હેલ-માં જઈ મળ્યો. તે કહે છે કે, "પ્હેલી વાર કરતાં આ વેળાએ મહારાજા-"નો દેખાવ વધારે ગંભીર દેખાતો હતો; તે આનંદી દીસતો હતો અને "તેના પ્રથમના દેખાવની મૂર્ખાઈ, કેટલીએક દૂર થઈને તેને ઠેકાણે ઉદારતા "અને બુદ્ધિનો કેટલોક અંશ પ્રવેશ થએલો દીસી આવતો હતો. ખુલ્લી રીતે "વાતચિત થયા પછી, આનંદરાવે અમને શીરપાવ આપ્યો અને તે પછી એક "ખાનગી ઓરડામાં આવવાને અરજ કરી, એટલે મુખ્ય મુખ્ય માણસોનું ટોળું "તેઓના ચાકરો સહિત ઓરડામાં ધશી આવ્યું. આનંદરાવે રાવજીનાં "વખાણ કર્યાં, અને મલ્હાર રાવને યોગ્ય શિક્ષા કરવાની ખરેખરી ઇચ્છા "જણાવી, તેણે કહ્યું કે મારા કુંવર હનમન્તરાવને મારી ખુશીથી જ ફોજમાં "સામેલ કર્યો છે; તેનું બાર વર્ષનું વય છે એ વાત જણાવ્યા પછી તેનાં "વખાણ કરવામાં આવ્યાં. લડાઈ કરવામાં કોઈ પણ પ્રકારે મલ્હારરાવે

"મારી પરવાનગી લીધી નથી એવી તેણે ચોખ્ખી ના કહી. પણ તેને પૂછવામાં
"આવ્યું કે કાનાજીને તમારા અભિપ્રાયથી કેદ કરવામાં આવ્યો છે કે નહિ,
"ત્યારે તેણે તેનો કંઈ ઉત્તર આપ્યો નહિ; તે પોતાનું માથું નીચે રાખી
"રહ્યો. આંખો ફેરવી, અને ચૂપ થઈ રહ્યો. તેના કામદારે ઉત્તર આપવા
"માંડ્યું, પણ તે તો ચુપ જ રહ્યો. તેણે મારા કાનમાં કહ્યું કે આરબ
"જમાદાર બધા મારા કટ્ટા શત્રુ છે તેથી છૂટથી તેઓ મને વાત કરવા નહિ
"દે. ત્યાર પછી અમે સર્વ વિદાય થયા."

મહારાજનો એક વિશ્વાસુ મંગળ પારખ કરીને હતો, તેણે પછવાડેથી મેજર વોકરને કહ્યું કે કાનાજીને કેદ કરવા બાબત પૂછવામાં આવ્યું તે વખતે ધર્મની અસરને લીધે તેનાથી બોલાયું નહિ. પોતાના ભાઈને કેદ કર્યો હતો તે ગુન્હાનું અને પાપનું કામ છે એમ સમજતો હતો તો પણ તેમ કરવાની તે લોકને માટે તેને અગત્ય હતી અને એ વાત જ્યારે બની ત્યારે શોકની નિશાની ખાતર તેણે પોતાની દાઢી વધારી અને ઘણા દિવસ સુધી તેનું તેને દુઃખ રહ્યું.

મેજર વૉકરને ગાયકવાડનું રાજ્ય એટલું બધું નબળું અને અવ્યવસ્થિત જણાયું કે બ્હારનો તેને આશ્રય મળ્યો હોત નહિ તો તે તૂટી ગયું હોત બંદોબસ્તની અવ્યવસ્થા અને તેથી ઉત્પન્ન થતાં દુઃખ લોકોના ઉપર એટલા બધાં વિંટળાઈ વળ્યાં હતાં કે તે ભાગ્યે જ વિચારમાં આવી શકે—કંઈ નહિ પણ જ્યા ત્યાં અવ્યવસ્થા જ ચાલી રહી હતી, સર્વ ખાતાના માણસોનો પગાર ચઢી ગયો હતો; પૈસા ધીરનારાઓને દેશ સાનમાં લખી આપ્યો હતો, તેઓ તેમની નજરમાં આવે તેમ તેમાંથી વસૂલ કરી લેતા હતા; એક પગારદાર નાયક પણ રાજાના કરતાં વધારે સત્તા ધારણ કરીને દેશમાં ફરતો હતો; અને લશ્કરી સરદારોએ તો આખુ રાજ્ય પોતાને સ્વાધીન કરી લીધુ હતું, અને મહારાજાને ખરેખરો સ્વાધીન કરી લીધો હતો; તેમ જ તેઓ પણ રાજકારભારમાં કુશળ ન હતા તેથી શરાફોના હાથમાં ખરેખરા હતા. આખા વર્ષમાં ગાયકવાડને જે ખર્ચ થતો તે ઉપજના કરતા ચાર પાંચ લાખ રૂપિયા વધારે થતો. રાવજી આપાજી દિવાન તેની તીક્ષ્ણ બુદ્ધિ અને ડાહાપણથી રાજ્યનો વહીવટ ચલાવવાને માટે યોગ્ય પુરૂષ હતો, પણ ચાલીશ વર્ષની મુદતમા મરાઠા રાજ્યની કેટલીક બધી શાખાઓ ઉખડી ગઈ તે જોવાથી અને ફેરફારમા સામેલ રહેવાથી રાજ્યના ફેરફાર સાથે માહિતગાર થઈ રહ્યો હતો. આ પ્રમાણે થવાથી તે વ્હેમી થઈ ગયો હતો તેથી તેની સાવધાની મટી જઈને તેનામાં કોઈ કોઈ વેળાએ બ્હીકણપણાનો પ્રવેશ થયો હતો. તેને પોતાની રીત પ્રમાણે કરવાને છૂટ

ન હતી, અને આરબ કામદારોએ છુટાવી લીધેલી સત્તા તેમની પાસેથી પાછી છીનવી લેવાને તેનામાં ધૈર્ય ન હતું. કોઈ કોઈ વાર અંગરેજ સરકારના વિચાર ઉપર વિશ્વાસ આવતો નહિ એવું જોવામાં આવ્યું છે અને બીજાઓની સાથે જ્યાં ચોકશી રાખવાની હોય ત્યાં વાતચીત કરવામાં સાલસાઈ અને નિષ્કપટપણું દર્શાવ્યું છે. એ દિવાન વિષે એમ કહેવાય છે કે, તે વારે વારે પોતાના અભિપ્રાય જણાવી દેતો અને તેના એવા સ્વભાવને લીધે રાજ્યનાં અને તેનાં પોતાનાં કામો માર્યાં જતાં હતાં.

મેજર વોકરના અભિપ્રાયમાં એમ હતું કે ગૂજરાતમાં બ્રિટિશ સરકારની સંપૂર્ણ સત્તા સ્થાપવામાં ખરેખરૂં વિઘ્ન પાડનાર માત્ર આરબ લોકો જ હતા, તો પણ ખરૂં જોતાં તેમનાથી ડરી જવા જેવા તેઓને ગણતો નહિ. અગર જો તેઓ શૂરવીર હતા તો પણ તેમની તોરીને લીધે હાથ નીચે રહેવાને લાયક ન હતા; અગર જો તેઓ જૂદા જૂદા સરદારોના હાથ નીચે રહ્યા હતા તો પણ તેમના તે જ સંબંધને લીધે કોઈ પણ સાધારણ રીતથી તેઓનાથી મળી જઈને એક થવાતું ન હતું. તેઓની ખરેખરી સંખ્યા સાત હજાર કરતાં ઓછી હતી; તેમાં એક હજાર કરતાં વધારે એક જગ્યાએ એકઠા ન હતા. તેમનામાંનો ચોથો ભાગ માત્ર આરબસ્તાનનો હતો. બીજા બાકી રહેલા આરબી લોહીના હતા, પણ તેમનો જન્મ ગૂજરાતમાં થયો હતો. તેઓની પાસે હથિયાર જોવા જઈયે તો મુખ્યત્વે કરીને બંદુકો હતી, તેની જાત કાંઈ સારી ન હતી, અને તેઓનું લડાઈ વિષેનું જ્ઞાન ધિક્કારવા લાયક હતું; તેમના તાબામાં જે કિલ્લા હતા તેમાં વડોદરાનો કિલ્લો હતો, તે સારામાં સારો ગણવામાં આવતો હતો, અને ખરૂં જોતાં તે એક નિયમસર હુમલાનો અટકાવ કરી શકે એવી સ્થિતિમાં હતો નહિ. બ્રિટિશ લશ્કરની બે ટુકડિયો જે વડોદરે રાખવામાં આવી હતી, તે મેજર વોકરના વિચાર પ્રમાણે આરબોની સાથે બરાબરી કરી શકવાને બસ હતી, અને તે એવી આશા રાખતો હતો કે આવા સાધનથી તેઓની સત્તા નરમ પાડવામાં આવે તો તેમનો પ્રભાવ તેમની જ નજરમાં નમાલો ગણાઈ જશે, અને તેઓની સંખ્યા ઓછી થતી જશે. આરબોની બે ટુકડિયો હતી, અને તેમને માથે મંગળ પારખ અને સામળ બ્હેચર એ બે શરાફો હતા, તેમાં છેલ્લા શરાફનો સ્વભાવ ખંદો, લોભી, અને દગાફટકા કરે એવો હતો. બ્રિટિશના ભણી તેનો સારો ભાવ ન હતો, અને તેની સત્તા નીચે જે આરબોની ટુકડી હતી તેમાં માણસો વધારે હતાં.

રાવજીના સાંભળવામાં એમ આવ્યું કે મલ્હાર રાવના એક બંગલો

જઈને તેને શિક્ષા કરવાને બદલે બ્રિટિશ સરકાર ઘરમેળે પતાવી દેવાને ધારે છે ત્યારે તે ઘણોજ નારાજ થયો. તે તકરાર કરવા લાગ્યો કે કડી લીધા વિના કંઈ થવાનું નથી. તેના ઉત્તરમાં તેને મેજર વોકરે તેને સમજાવીને કહ્યું કે તમારા વિચાર પ્રમાણે કરવાથી દેશમાં નિરંતર ગડબડાટ થઈ રહેશે. કેમકે અગર જો કડી લેવાનું કામ સહેલું છે, તો પણ કદાપિ મલ્હાર રાવ હાથમાંથી છટકી જશે અને કેટલાક કાળ સુધી દેશમાં લૂંટફાટ કરીને હેરાનગતિએ પ્હોંચાડશે. રાવજિયે કહ્યું કે, મારે એવી અરજ કરવાની છે કે શત્રુને પાછો આવતાં અટકાવવાને વાસ્તે બ્રિટિશ સરકારે બે પલટણો રાખવી, અને એ મદદના બદલામાં દરિયા કિનારા ઉપરનો સુગમ પડતો ભાગ આપીશ. મલ્હાર રાવના આખા દેશ સાથે કડી તો લેવી અને વળી તેને કહ્યુ કે હાથી, ઘોડા એ સર્વ લેઈ લઈને દેશમાં કોઈ એક બીજે ઠેકાણે એક લાખ રૂપિયાની જાગીર તેને આપવી. બ્રિટિશ એલચીને એવી સૂચના કરવામાં આવી હતી કે ઘરમેળે તકરાર પતાવી દેવાનો પૂરેપૂરો અધિકાર હાથમા લઈ રાખવો અને જો રાવજી ગમે તે થાય તો પણ મલ્હાર રાવનો નાશ કરવાને નિશ્ચય કરીને બેઠો હોય તો બ્રિટિશ સરકારે વચ્ચે પડીને આગળ પગલા નહિ ભરતાં ફોજને પાછી બોલાવી લેવી. ઉવટ રાવજિયે કબૂલ કર્યું કે કડીના જાગીરદારે વડોદરાના મુલક ઉપર હલ્લો કર્યો છે તેના બદલામાં અંગ્રેજી લશ્કર બે ત્રણ દહાડા સુધી તેની હદમાં છાવણી કરશે તો હું રાજી થઈશ, તે સાથે તેણે કહ્યુ કે, મલ્હાર રાવ સલાહભરેલી રીતે ચાલવાને કબૂલ થાય તો તેની પાસેથી ખડણી લેવામાં આવે છે તેનો ઘણો ભાગ પાછો તેને છોડી દેવામાં આવે.

મેજર વોકરે સરકારને રિપોર્ટ કર્યો તેમાં તેણે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે મલ્હાર રાવ જો પોતાના રાજાને શરણ થવાને ના પાડે તો ન્યાય અને રાજનીતિના ધોરણથી તે શિક્ષાને પાત્ર થાય છે. મહારાજાને એક પટાવત તરીકે તેની જાગીર ખાઈને ખડણી આપવાને ના પાડે છે, અને તે જ્યારે માગવામાં આવી ત્યારે પરદેશી શત્રુનાથી પોતાનું રક્ષણ કરવાને બ્હાને હથિયાર લઈ ઉઠયો છે, અને તેની મતલબ તો કાંઈ ઉલટી જ પ્રસિદ્ધ કરી છે તેથી મહારાજાને પદભ્રષ્ટ કરવાના સંપૂર્ણ વિચારને લીધે રાજદ્રોહ કર્યાનું તોહોશાખાર તેને લાગુ પડે છે. કાનાજીને માટે મલ્હારરાવ હથિયાર લઈને ઉઠયો છે ફેરફાર કરવાનું બતાવે છે તે ઉપર થોડો આધાર રાખી શકાય છે, કેમકે તે રાજ• થઈ ગયો હતો ગાદી ઉપર ખરો દાવો નથી, અને મલ્હાર રાવે પોતે જ કાનાજીને બ્હીકણુપણાનો -તે વાત પસંદ કરી છે એટલું જ નહિ પણ તેના પદભ્રષ્ટના

સમાચાર સાંભળીને પોતાની ખુશાલી જણાવવાને માટે જ તોપોના બ્હાર કરાવ્યા હતા. તેણે ગાયકવાડના મુલ્ક ઉપર હલ્લો કર્યો હતો તે એ બનાવ બન્યા પછી બહુ પછવાડે કર્યો હતો. તે વેળાએ તેણે કશી શત્રુતા પ્રસિદ્ધ કરી ન હતી, તેમ જ કંઈ ફરિયાદ પણ કરી ન હતી, જો મલ્હાર રાવ હઠ પકડીને રહેશે તો તેને તોડી પાડવાનું કામ લોકને પસંદ પડતું પશે, અને તે કામ પાંશરે પાંશરૂં સરાડે ચડશે તો પછી સહાયકારી લશ્કર કબૂલ રાખવામાં આવશે. આ મતલબને માટે મદદ આપવાને બ્રિટિશ સરકારને ખુલ્લી રીતે અગત્યનું છે, અને કડીની ચઢાઈનો જય થયા પછી તો પેહેલાંની ટુકડી અથવા તેના જેવી ફોજની પલ્ટણ વડોદરે મોકલીને નિરંતર રાખવાને ઠીક થઈ પડશે.

મેજર વોકર પોતાને સોંપેલું કામ સંપૂર્ણ રીતે પાર પાડીને તારીખ ૮ મી ફેબ્રુઆરીને ત્રીજે પ્રહરે વડોદરેથી વિદાય થયો. ગાયકવાડની ફોજ આપીને બાબાજીને તેની સાથે મોકલ્યો, અને મલ્હાર રાવ સલાહ કરવાની અરજ કરે તો મહારાજાના રાજ્યને જેવી રીતે ફાયદો થાય તેવી રીતે કરવાની તેને પૂરેપૂરી સત્તા આપવામાં આવી.



## પ્રકરણ ૪

### મલ્હાર રાવ ગાયકવાડ

પાછળના પ્રકરણમાં કોલકરારનો વૃત્તાન્ત, આ પુસ્તકનો પ્રકાર જોતાં કોઇને બહુ વિસ્તારથી લખેલો લાગશે, પણ ગૂજરાતના હવે પછીના ભાગ્યનો ખરેખરો આધાર તેની જ ઉપર રહેલો છે, માટે તેમ કરવાની અગત્ય પડી છે. જો બ્રિટિશ પાસે માગેલો આશ્રય આપવામાં આવ્યો હોત નહિ, અને ખંભાત આગળથી લશ્કરે આગળ ડગલાં ભર્યાં હોત નહિ, તો પછવાડેથી જેમ હોલકર અને સિંધિયાનાં રાજ્યોની વલે થઈ તે પ્રમાણે વડોદરાનું રાજ્ય પણ દુઃખદાયક અંધેર કારભારવાળી અને ધણીધોરી વિનાની ગડબડાટભરેલી સ્થિતિમાં અચૂક આવી ફસ્યું હોત. પણ કામ એકદમ આગળ વધીને એવા નિયમ પર આવી ગયું કે, તે નિયમ, ગૂજરાતના સર્વ રાજ્યનો આગળ ઉપર થવાનો જે સબંધ, તેનો દઢીભૂત આધાર થઈ પડ્યો.

સુરતથી બીજી ફેબ્રુઆરિયે નીકળેલી ફોજ ખંભાતને બારે ઉતરી, અને આગળ સન ૧૭૭૫ માં કર્નલ કિટિંજના તાબાની ફોજ જે ખુલ્લી જગ્યામાં પડી હતી તેજ જગ્યાએ નારાયણ સરના કુંડ પાસે આવીને પડી, અને ઉપરી અધિકારિયોને ઉતરવાને માટે વાડી માંહેલો એક બંગલો

સોંપવામાં આવ્યો. એટલી વારમાં આણીમગ બાબાજી અને મલ્હાર રાવની ફોજ વચ્ચે અનિર્ણીત અને અવ્યવસ્થિત ન્હાની ન્હાની લડાઈયો થવા લાગી, અને તે સાથે, માલ વિનાનાં સલાહનાં કહેણ પણ ચાલવા લાગ્યાં. મલ્હાર રાવનું લશ્કર બધું મળીને પંદર હજારનું હતું એવું કહેવામાં આવતું હતું.* શિવરામ કરીને માત્ર એક સરદાર દમવાળો હતો. તેની પાસે કવાયત શીખ્યાનું ડોળ ધારણ કરવાવાળા સાતસેં હિન્દુસ્થાની હતા; અને ત્રણસેં કે ચારસેં મરાઠા અશ્વાર હતા. "ગોસાઈની બાપડીનું લશ્કર" એવા નામથી એક પલટણ ઓળખાતી હતી, તેના ઉપર પાર્ટરકર કરીને એક અંગરેજ ઉપરી હતો. બીજાં બસેં માણસ હતાં તેનો ઉપરી જોકિમ કરીને એક ફિરંગી હતો. તેણે પોતાની ટૂકડીમાં એકસરખો દેખાવ રાખવાને મ્હેનત લીધી હતી તેથી તેઓ "લાલ ડગલા" પ્હેરતા; પણ "બાકીના, પોતાને ગોઠે તેમ પોશાક પ્હેરતા અને લડતા" એમ પારકર તેમને માટે લખે છે. આ શેળભેળ લશ્કરમાં બાકી રહેલા સિંધિ, અને પઠાણ તથા કાઠી અને કોળી હતા. તે માહેથી કાઠી અને કોળી તો કવચ પ્હેરનારા અશ્વાર હતા, અને બાબાજીની ફોજ સાથે એક બે ન્હાની લડાઈયોમાં જે હવણાં હવણામાં પ્રસિદ્ધિ પામ્યો હતો તે ભૂપતસિંહ તેઓનો ઉપરી હતો. એ સખ્સ વગોવાયલો નામધારી ભંડારાનો ઠાકોર હતો. એ હવણાં તો મલ્હાર રાવની ટોળીનો બહુ નામીચો માણસ થઈ પડ્યો હતો, પણ પ્રથમ તો એનો કટ્ટો શત્રુ હતો. કાનાજીના રાજકારભારમાં, કડીના જાગીરદારના ઉપર મોકલવાનું કહીને એ ઠાકોરને વડોદરે તેડાવ્યો હતો, પણ કાનોજી કેદ થયો તે વેળાએ એને પણ કેદ કરવામાં આવ્યો હતો, તેમ છતાં તે હવે પછીના દ્વેષભાવને લીધે ભલેને મલ્હાર રાવના મુલક ઉપર ચડાઈ કરવાને નીકળી ચાલે એટલા માટે રાવજિયે તેને છોડી મૂક્યો હતો.

તારીખ ૨૨ મી ફેબ્રુઆરી સુધી બ્રિટિશ ફોજે કાંઈ આગળ પગલાં ભર્યાં નહિ. એટલી વારમાં મલ્હાર રાવ, આરબ કામદારો સાથે, કાનાજીને છોડી મૂકવાનાં કપટકાર્ય રમતો હતો. અને આ બાજુ ભણી અંગરેજોએ ઢીલ કરી હતી તેથી, અને ખંભાતથી રેસીડેન્ટે પોતાનો એક વકીલ કડી મોકલ્યો હતો તેથી, સર્વ પક્ષકાર નિરાશ થઈ ગયા હતા. મલ્હાર રાવે પોતાની ફોજનાં હથિયાર છોડાવાની ના પાડી, તેમ જ, વિસલ નગર અને બીજી જગ્યાઓ

* આ ગણતરી પારકરની આપેલી છે અને તેના જ લખવાથી તેમાં ફેરફાર જણાય છે મેજર વોકર એવી ગણતરી કરે છે કે, દશથી બાર હજાર સુધી ઘોડેશ્વાર અને પાયદલ મળીને હતું તથા ઘણી ખરી ન્હાની મ્હોટી દશ પંદર તોપો હતી

જે તેણે લઈ લીધી હતી તે પાછી આપી દેવાને પણ ના કહી. અને કંઈ બંદોબસ્ત કરતાં પ્હેલાં મલ્હાર રાવની પાસે એ બંને વાનાં કબૂલ કરાવ્યા વિના આગળ કામ ચાલે એમ હતું નહિ, તેથી મિ૦ ડંકન જે આ વેળાએ ખંભાતમાં હતો, તેણે બાબાજીની ફોજને જઈ મળવા સારૂ લશ્કરને ઉપડી જવાની આજ્ઞા આપી. મલ્હાર રાવને ખબર આપવામાં આવી કે મહારાજાનો મુલ્ક તમે ગેરવાજબી રીતે દબાવી પડ્યા છો તે છોડાવવાને ફોજ રવાના કરવામાં આવી છે, તમે જો તે મુલ્ક પાછો આપવાને કબૂલ થશો તો માત્ર સો માણસ લઇને મિ૦ ડંકનને મળવા આવવાની રજા આપવામાં આવશે. એ વિના બીજા કોઈ ઠરાવની તમારે આશા રાખવી નહિ.

મેજર વૉકર તા૦ ૨૭ મીને દિવસે નીકળ્યો તે માર્ચ મહિનાની ૪ થી તારીખે અમદાવાદ પ્હોંચ્યો. ત્યાંથી તે બીજે દિવસે અડાલજ ગયો. ત્યાં તેણે પોતાનો ભારે સરસામાન અને માદા માણસોને મૂકીને ચોકી રાખી. મ્લ્હાર રાવ હજી લગણ સલાહનું ક્હેણ ચલાવતો હતો પણ તે પ્રમાણે કરવાની તેની મરજી હોય એવી ખાત્રીપૂર્વક સાબીતી આપતો નહતો. બ્રિટિશ ફોજ તા૦ ૧૦ને રોજ કડી માહાલમાં પેઠી; તેની સાથે ગાયકવાડની ફોજ હતી તે પછ-વાડે રહેવા દીધી. જો એમ કર્યું હોત નહિ તો તે તેની અવ્યવસ્થિત રીતિને લીધે વાંકમાં આવી જાત. તેઓએ સેરેતા આગળ છાવણી કરી તે ઠેકાણે મેજર વૉકરની મુલાકાત લેવાને મલ્હારરાવે પોતાની મરજી જણાવી તે પ્રમાણે મુલાકાત તો થઈ પણ તે અવસરની સર્વ હકીકત ઉપર નજર રાખતાં સલાહશાન્તિથી તકરાર પતી જાય એમ મેજર વૉકરને લાગ્યું નહિ. મલ્હારરાવના મનમાં અવિશ્વાસ અને દગો હતો, એ વાત તે મુલા-કાતની વેળાએ ઘણાં જ હથિયાર સજેલા માણસો લઈ ગયો તે ઉપરથી સિદ્ધ થાય છે. ઘોડેસ્વાર અને પાયદળ થઈને બે હજાર કરતાં પણ વધારે માણસ તેણે સાથે રાખ્યું હતું, અને સગાથે ત્રણ તોપો હતી. બ્રિટિશ છાવણીમાં મુલાકાત લેવા જવાનો વિચાર તેણે માંડી વાળ્યો અને છાવણીથી બે મૈલ ઉપર મુલાકાતને માટે ચંદરવો બાંધવામાં આવ્યો હતો ત્યાંથી આગળ ડગલું ભરવાની પણ તેણે ના કહી. તો પણ બીજે દિવસે સાંજરે મેજર વૉકરને કેટલાંક કારણ બતાવીને તે તેને મળ્યો અને પોતાની નવી ફોજ કહાડી મૂકવાની અને બ્રિટિશ સરકાર કહે તે સર્વ વાત કબૂલ કરવાની પોતાની મરજી જણાવી. પણ તેની યોગ્યતા સચવાય એટલા માટે કોઈ નિષ્પક્ષ વકીલોની મારફત કોલકરાર ખાનગી રીતે કરાવવાની તેણે ઇચ્છા જણાવી. તે પ્રમાણે મેજર વૉકર તેનું કહેલું ધ્યાન રાખ્યું. તેવી

પાસે એવી માગણી કરી કે મહારાજાનો મુલક જે તમે જિતી લીધો છે તે તેમનો પાછો આપવો, ગાયકવાડની પ્રજામાંથી જેઓને કેદ પકડવામાં આવ્યા છે તેઓને છોડી મૂકવા, તથા તેમની પાસેથી લીધેલી રકમ તેમને પાછી આપવી, ને મહારાજાની ખંડણી બાકી હોય તે આપવાને વ્યવસ્થા કરવી, લડાઈનો ખર્ચ આપવો; અને હવે પછીથી સારી ચાલ ચલાવવા બાબતના જામીન આપવા, એ રીતે સર્વ પ્રકારે મહારાજાનું મન મનાવવુ વળી તેણે પોતાની નવી ફોજને રજા આપવી અને હમેશાં રહેતી હોય તેટલી ફોજ કડીના કિલ્લામા રાખવી, અને તેના નિષ્કપટપણા વિષેની મેજર વૉકરની ખાત્રી થાય ત્યા સુધી કડીની પાસે છાવણી કરીને બ્રિટિશનુ લશ્કર પડી રહે.

બ્રિટિશ ફોજને એકદમ કલોલ જવાનો ઠરાવ થયો અને ગાયકવાડની ફોજને પછવાડે આવવાનું ઠર્યુ. તે ઠેકાણે મલ્હાર રાવની છેલ્લી મુલાકાત લેવાનો ઠરાવ થયો. મેજર વૉકર ૧૫ મી તારીખે કલોલ આવ્યો ત્યારે ત્યા કોઈ જોવામા આવ્યુ નહિ, ને મલ્હાર રાવના કઈ સમાચાર જણાયા નહિ, એટલે કડીથી આશરે ત્રણ મૈલને છેટે બુડાસણ કરીને એક ગામ છે ત્યા તે ૧૬ મી તારીખે ગયો. બ્રિટિશ લશ્કર આવી પ્હોચ્યુ ત્યારે મલ્હાર રાવના થોડા એક ઘોડેશ્વાર જોવામાં આવ્યા તે કઈ દુશ્મનાવટ બતાવ્યા વિના તરત જ જતા રહ્યા. પાસે એક ઉચી જગ્યા હતી તેનો કબ્જો લઈને છેક ઉંચા ભાગ ઉપર એક તોપ તથા એક ટુકડી રાખી આવી ઉચી જગા કબ્જામા આવી તેથી આખો કડીનો દેખાવ, મલ્હાર રાવની છાવણી, અને તેની આખી ફોજ ધાલમેલ કરતી તથા મેદાન ઉપર પથરાઈ જતી મેજર વૉકરના જોવામાં આવી કડીનો કિલ્લો ન્હાનો અને વાંકોચૂકો હતો, તેને ચાર દરવાજા હતા તેમા ફત્તેહ દરવાજો હતો તેને જ માત્ર નવા મોરચા બાંધ્યા હતા, અને તેના ઉપર તોપ ચડાવી હતી મલ્હારરાવને રહેવાની જગ્યા એક કિલ્લામા હતી તે વેગળેથી દેખાતી હતી તેમા તેનો મ્હોટો મિનારા જેવો બુરજ, અને ખુલી અગાશી એ મુખ્યત્વે કરીને જણાઈ આવતા હતાં તેના ઉપરથી આસપાસનો પ્રદેશ નજર તળે ચડી શકે એમ હતું.

સુમારે બપોરની વેળાએ મલ્હાર રાવની પાસેથી કાગળ લઈને માણસો આવ્યા. તે કાગળમા એટલી બધી નમ્રતા બતાવેલી હતી કે કપટકાર્ય ઢાકવાનું એક સાધન ઉભુ કરવામાં આવ્યું છે એવુ અંદેશા સરખુ મેજર વૉકરના વિચારમાં કઈ આવ્યું નહિ નેટિવ એજટ *સુદરજી અને કપ્તાન

* શેઠ સુન્દરજી શિવજી, અસલ ખત્રી કચ્છ માંડવી પાસે ગુંદિયાળી છે ત્યાંનો વતની, પ્રથમ ઘોડાનો સોદાગર હતો, તેમાંથી નેટિવ એજન્ટને પદે પ્હોચ્યો હતો ૨ ઉ

વિલિયમ્સ સાથે કાગળનો ઉત્તર લખી આપીને મોકલ્યા. તેઓને ગયાને વીશ મિનિટ થઈ નહિ અને મલ્હાર રાવની ફોજની છાવણી આગળ પૂરા પ્હોંચ્યા નહિ એટલામાં તો તેઓને કેદ કરી લીધા, અને તેની પાસે બે તોપો હતી તેનો મારો બ્રિટિશ છાવણી ઉપર ચલાવ્યો. મેજર વૉકરે ગાયકવાડના સરદારો સાથે થોડીક મસલહત કરી ત્યાર પછી તેઓને કામ નીમવામાં આવ્યું અને તેમની સાથે એવો ઠરાવ કરવામાં આવ્યો કે આખી ફોજે ધસારો કરીને શત્રુની છાવણી ઉપર હલ્લો કરવો. કમાલઉદ્દીનખાન પાસે લગભગ એક હજાર ઘોડેશ્વારો હાજર હતા તે લઈને બ્રિટિશ ફોજની જમણી બાજુએ તે રહ્યો; અને બાબાજી પાયદલ તથા થોડા ઘોડેશ્વાર અને થોડાક ગોલંદાજ લઈને ડાબી બાજુએ રહ્યો. ગાયકવાડની ફોજ તૈયાર થયાના સમાચાર બ્રિટિશ ફોજને પ્હોંચાડવામાં આવ્યા એટલે સુમારે અઢી કલાકે પલ્ટણ હારબંધ ચાલવા લાગી, તથા સંગાથે ચાર તોપો લીધી તે ધીરે ધીરે પણ ઘણી સરસ વ્યવસ્થાથી આગળ ચાલવા લાગી, અને કોઈક ઉંચી જગ્યા હાથ કરી લેવાને તથા શત્રુની ફોજને મોખરે જઈ પ્હોંચવાને તે જમણી બાજુ તરફ નમી. જેમ બ્રિટિશ ફોજ આગળ ચાલવા લાગી તેમ મલ્હાર રાવના તોપખાનાનો મારો વધવા લાગ્યો, અને દુર્ભાગ્યે કરીને શત્રુએ એવી જગ્યા પસંદ કરી હતી કે ત્યાંથી મારની અસર ઘણી થતી હતી, તો પણ, આશરે પાંચ વાગતાં શત્રુની ફોજથી સુમારે અર્ધા મૈલને છેટે મેજર વૉકર આવી પ્હોંચ્યો અને ત્યાં આગળથી શત્રુની છાવણી આખેઆખી દેખાવા લાગી. તેણે હલ્લો કરવાનો વિચાર અગાઉથી કરી રાખ્યો હતો, તે પ્રમાણે કરવાની તૈયારીમાં તે હતો પણ તેટલામાં તેને એવી ખબર આપવામાં આવી કે બાબાજીની ટૂકડી છાવણીથી જરાક આગળ ચાલી છે, અને તેના આરબ લોકો બ્રિટિશ ફોજની પછવાડે જવાને આનાકાની કરે છે; તેમ જ કમાલઉદ્દીનને જે ઠેકાણે રહેવાનું ઠરાવ્યું હતું તે પ્રમાણે તે કેટલીએક વાર સુધી રહી શક્યો અને હવે શત્રુના ચડિયાતા ઘોડેશ્વારના લસ્કર આગળ ટકી નહિ શકતાં પછવાડે પડી ગયો છે, એવા સમાચાર પણ તેને તે જ વેળાએ મળ્યા. ગાયકવાડની ફોજનો અસર કરે એવો આશરો મળ્યા વિના ધારેલા વિચાર પ્રમાણે કરવાનું મેજર વૉકરને ઘણું જોખમભરેલું લાગવાથી તેને તે વિચાર માંડી વાળવાની અગત્ય પડી. તેથી તેણે જમણી બાજુએ વધારે જવા માંડ્યું, કેમકે જેમ તે તેણી તરફ ચાલતો હતો તેમ તેમ શત્રુના મારાથી દૂર રહેતાં રહેતાં વધારે છેટે તે જઈ શકતો, અને તેઓના ઘોડેશ્વાર જે ઉંચી

જગ્યાયે હતા, તે જગ્યાએ જઈ પ્હોંચવાને તેને બની આવતું હતું. આ ઠેકાણે અંધારું થતાં સુધી ફોજ રહી અને ત્યાંથી શત્રુના ભણીનો કાંઈ અટકાવ થયા વિના પોતાની છાવણીની જગ્યાએ પાછી વળી. શત્રુના પક્ષનું ઘણું નુકસાન થયું તેમ બ્રિટિશ ફોજને પણ ભારે નુકસાન પ્હોંચ્યું. લેફ્ટનેન્ટ કીંગ રાજાની ઍંશીમી પલ્ટણનો હતો, અને મ્યાકડોનલ્ડ અને લોવેલ નામના બે કપ્તાન કંપની સરકારની ચાકરીમાંના હતા તે માર્યા ગયા. સર્વ મળીને ૧૪૬ માર્યા ગયા તથા ઘાયલ થયા તેમાં પચીશ યુરોપિયન હતા અને એક તોપનાં પૈડાં ભાગી ગયાં તેથી તેને રણભૂમિમાં રહેવા દેવી પડી.

મેજર વૉકરની પાસે જેટલી ફોજ હતી તેટલાથી તાબડતોબ અને ઓચિંતો હલ્લો કરીને લડાઈનો અંત આણવાનું બની શકે એમ ન હતું એવી હવે તેની ખાતરી થઈ. માટે મરાઠાની રીતિ પ્રમાણે લડાઈ કરવાનો તેણે નિશ્ચય કર્યો અને બાબાજીની સલાહ લીધા પછી મોરચો બાંધીને તે જેમ કિલ્લો બાંધેલું શહર હોય તેમ શત્રુની છાવણી ઉપર જવાનું તેણે કબૂલ કર્યું. તેટલી વારમાં ખંભાતમાં મિ૦ ડંકને તથા કૌન્સીલના બીજા અધિકારિયોએ બની શકે તેટલી ફોજ એકઠી કરીને મોકલવાનો પ્રયત્ન કરવા માંડ્યો. મુંબઈથી મોકલવાને નક્કી થયું હતું એટલી ફોજ રવાને થવાને વ્હાણ ઉપર ચઢી, અને ગોવામાં બ્રિટિશ કમાન્ડીંગ ઑફિસર કર્નલ સર વિલિયમ ક્લાર્ક હતો તેને હુકમ થયો કે તમારા તાબાનું યુરોપિયન લશ્કર અને દેશી પાયદલની પલ્ટણ લઈને કડી આગળ ફોજને જઈ મળવું. ઇનટ્રેપિડ અને ટર્પસિકોર કરીને ઇંગ્લંડના રાજાનાં બે વ્હાણ અને કાર્નવાલિસ અને અપટન કૅથાસલ એ નામનાં કંપનીનાં વ્હાણ હતાં તે વધારાનું લશ્કર ઉત્તર ભણી લઈ જવાના કામમાં કામે લગાડ્યાં.

કેટલીક વાર સુધી કડી આગળ બેતાલ લડાઈઓ થઈ, તેમાં સામાવાળા મેજર વૉકરના લશ્કર ઉપર ઘણું કરીને નજર રાખતા હતા અને મુખ્યત્વે કરીને ગાયકવાડના સરદારોની ફોજ ઉપર દુશ્મનાવટ જણાવતા હતા. આણીમગ મેજર વૉકરના જાણવામાં આવ્યું કે આપણી પાસે જોઇયે તેટલો દારૂગોળો નથી તથા બાબાજીની ફોજનું તોપખાનું કામમાં લાગે એવું નથી અને તેનું લશ્કર જો કે ખરેખરું નાહિંમતવાન નથી તેમ જ પ્રામાણિકપણા વિનાનું નથી તો પણ તેમના મનમાં હોંસ હોય એમ લાગતું નથી, અને મલ્હારરાવની ફોજમાં વગર કવાયત શીખેલા પઠાણ, ગોસાઈ અને કોળિયો જે શૂરવીર છે તેઓના મનમાં જેટલી ઉલટ છે તેટલી તેમના મનમાં

નથી. તે ઉપરથી તેણે વિચાર્યું કે ગાયકવાડની ફોજની મદદ મળ્યા વિના હલ્લો કરવાનું કામ પાર ઉતારી શકાય એમ નથી, માટે બ્હેતર છે કે તેમ નહિ કરતાં પોતાનું રક્ષણ કરી બેશી રહેવું. વળી તે જ વેળાએ મેજર વોકર અને મલ્હાર રાવ વચ્ચે સલાહનાં ક્હેણ ચાલતાં હતાં. ક્યાપટન વિલિયમ્સને કેદખાનાના દુઃખમાંથી મોકળો કરાવા સારૂ મેજર વૉકરે દરખાસ્ત કરી પણ મલ્હાર રાવે પોતાની ભણીની બહુ માગણી કરવા માંડી, તેથી છેવટે કાંઈ પરિણામ આવ્યું નહિ.

સર વિલિયમ ક્લાર્કે આવીને તા૦ ૧૨ મી એપ્રિલને દિવસે ખંભાત આગળ ફોજના ઉપરીપણાનો અધિકાર લીધો. તેણે પ્રથમ એવો મનસૂબો કરી રાખ્યો હતો કે ફોજ જેવી ઉતરે તેવી એકદમ રવાના કરી દેવી. પણ તેમનો અટકાવ કરવાને ભંકોડાનો ભૂપતસિંહ એક હજાર અશ્વાર લઈને વાટ જોઈ રહ્યો હતો તે ઉપરથી તેનાથી થતા નુકસાનમાં નહિ આવી પડવાને માટે ફોજ એકદમ રવાના નહીં કરવાનું વાજબી લાગ્યું. તેથી સર વિલિયમ ક્લાર્કે આખી ફોજ પોતાની સંગાથે લઈને ચાલ્યો, અને એપ્રિલ મહિનાની ૨૪ મી તારીખે બુડાસણ આગળ મેજર વૉકરને મળ્યો. તે વેળાએ ગાયકવાડનું લશ્કર બાદ કરતા બધુ પાચ ૭ હજાર માણસ થયું, તેમાં બે હજાર કરતા વધારે માણસ તો યુરોપિયન હતાં.

પ્રથમ કોલકરાર કરવાને માટે જે ક્હેણ ક્હાડવામાં આવ્યું હતું તે પ્રમાણે ઘરમેળે કબૂલ કરવાની મલ્હાર રાવની મરજી છે કે નહિ તેની ખાતરી કરવાને માટે બ્રિટિશ સૈનાપતિને નક્કી કરવા સારૂ સદેશો મોકલવાનો હતો. મલ્હાર રાવને ત્યાં મસલત થતી હતી તેવામા સર વિલિયમ ક્લાર્કના આવી પ્હોંચવા વિષેના સમાચાર જાહેર કરવામા આવ્યા. તે વેળાએ, શિવરામ, ભૂપતસિંહ અને પઠાણોના સરદારે ઘરમેળે કજિયો પતાવી દેવામાં હરકત નાખી માટે મુકદરાવ ગાયકવાડે તેઓને ઠપકો દેવા માંડ્યો અને તેમને લીધે હવે સકટ આવી પડશે એવો તેમને માથે દોષ મુકયો. ટોળી માંહેલા બીજા જે આગેવાન હતા તે ચિંતાતુર થઈને એક બીજા સામુ જોવા લાગ્યા; મલ્હાર રાવને પણ ડર લાગ્યો અને ગભરાયો અને કોણ જાણે શાએ કારણને લીધે ક્હેણનો તેણે કશોય ઉત્તર વાળ્યો નહિ. અને જેમ બનવાકાળ હશે તેમ બનવા દીધુ.

કડી શહર ઉપર હલ્લો કરતાં પ્હેલાં, શત્રુની ફોજ ખાઈ ખોદીને મોરચા બાંધીને રહી હતી, તે વિખેરી નાંખવાની અગત્ય સર વિલિયમ ક્લાર્કને લાગી. તેમાં જમણી બાજુ ઘણી બળવાન થઈ ત્યાં તોપખાનું,

ફોજના ખર્ચની જામીનગીરીને માટે સુરત અઠ્ઠાવીશીનો પોતાનો ભાગ આપ્યો. એક ગુપ્ત ઠરાવ થયો તે લડાઈનો અંત આવતાં સુધી અમલમાં લાવવાને બંધ રાખ્યો. તે ઠરાવ પ્રમાણે બે હજાર દેશી પાયદલ, એક યુરોપિયન ગોલંદાજની ટુકડી અને તેના પ્રમાણમાં ખારવા, એ પ્રમાણે ફોજને નિરંતર પગાર આપવાને ગાયકવાડ સરકારે કબૂલ કર્યું તેના ખર્ચને પેટે બન્ને પક્ષકારોને સુલભ પડે તે ભાગ ગાયકવાડના રાજ્યમાંથી અંગરેજને આપવાનો ઠર્યો. આરબનું લશ્કર ફહાડી નાખવાનું ઠર્યું. ગાયકવાડને બ્રિટિશે આશ્રય આપ્યો તેના બદલામાં ખુશી થઈને આનંદરાવ ગાયકવાડે, જુન મહિનાની ચોથી તારીખે સુરત અઠ્ઠાવીશીનું ચીખલી પરગણું કંપની સરકારને આપ્યું, અને ત્યાર પછી બે દિવસે એક બીજો ઠરાવ થયો તેમાં માર્ચ મહિનાનો કોલકરાર અને ચીખલી આપવાનો ઠરાવ રીતિ પ્રમાણે બાહાલ રાખવામાં આવ્યો અને એમ ઠરાવ્યું કે જે આરબોને ઓછા કરવાના છે તેમનો પગાર આપવાને બ્રિટિશ સરકારે ગાયકવાડને રૂપિયા ધીરવા ને તેને પેટે ગાયકવાડે વડોદરા, કોલર, જનોડ, પેટલાદ, અને અમદાવાદના પરગણા લખી આપવા તેજ દિવસે આનંદરાવ ગાયકવાડે એક દસ્તાવેજ કરી આપ્યો તેના ઠરાવ પ્રમાણે ગાયકવાડને હવે પછી મદદ આપવા સારૂ બ્રિટિશે સહાયકારી ફોજ સંવત્ ૧૮૬૦ (ઈ૦ સ૦ ૧૮૦૪)ની સાલથી રાખવી અને તેના ખર્ચને સારૂ ગાયકવાડે ધોળકા પરગણું આપવું એમ ઠર્યું પ્હેલા વર્ષમાં લશ્કરના ખર્ચના રૂપિયા ૭,૮૦,૦૦૦ થયા હતા તેનો પણ દસ્તાવેજ થયો અને તેને પેટે ૫૦,૦૦૦ રૂપિયાની નડિયાદના ગામની જપ્તદાદ આપવામાં આવી, તથા બાકીના રૂપિયા પૂરા કરવાને કડીની ઉપજ અને કાઠિયાવાડની સંવત્ ૧૮૫૭-૫૮(ઈ૦ સ૦ ૧૮૦૧-૨)ની મુલકગીરી (જમા) સોંપવામાં આવી જુનની સાતમી તારીખે મેજર વૉકર વડોદરાનો રેસિડેન્ટ ઠર્યો તે પ્રમાણે તે ત્યાં જુલાઈની ૧૧ મી તારીખે આવી પ્હોંચ્યો. તે સમયે ગાયકવાડે તેનો ઘણો આદરસત્કાર કર્યો રાવજીના કહેવા ઉપરથી એના ઘરની પાસે પરામાં એક વાડી હતી ત્યાં આગળ મેજરને માટે તંબુ ઠોકાયા અને ત્યાં બ્રિટિશનો વાવટો ચડ્યો.

આનંદરાવના રાજ્યની સામે એક બીજું બંડ થયું હતું તે શમી ગયાના સમાચાર થોડા દિવસ અગાઉ મળ્યા હતા. ગાયકવાડના કુટુંબનો સગો એક ગણપતરાવ કરીને હતો તે માજી મહારાજા ગોવિંદરાવના કરતા પોતાનો વિશેષ હક્ક ધરાવીને સર્વ સત્તા લઈ લેવાને ઉભો થયો હતો, તે

પણ ભલા સ્વભાવના મહારાજે તેને સંખેડાનો કિલ્લો અને તેનું ન્હાનું પરગણું થોડે રૂપિયે ઇજારે આપ્યું હતું તેના રૂપિયા આપવા બંધ કરી બેઠો હતો અને મલ્હાર રાવની સાથે મળી જઈને પોતાની સ્વતંત્ર સ્થાપના કરવાને તૈયાર થયો હતો. પણ કડી જેર થયા પછી તે પોતાના કિલ્લામાં ભરાઈ પેઠો હતો. ત્યાં માત્ર બે તોપો હતી અને બીજું રક્ષણનું બરાબર સાધન નહિ છતાં ગાયકવાડનો હલ્લો સહન કરી શક્યો હતો. ગણપતરાવની સાથે મહારાજના પિતાનો એક દાસીપુત્ર મોરારરાવ કરીને હતો તે તેને મળી ગયો હતો બ્રિટિશ ફોજની એક ટુકડી કપ્તાન બેથુનના ઉપરી-પણા નીચે જઈને તરત જ ગાયકવાડની ફોજ સાથે મળી, અને જુલાઈ મહિનાની ૭ મી તારીખે સંખેડુ તાબે થયું, તેમાં કિલ્લેદારોની ખાનગી મિલ્કત અને તેમના જીવ બચાવાનો કોલકરાર થયો. પણ ઠરાવ થતા પ્હેલાની રાત્રે ગણપતરાવ અને મોરારરાવ, થોડા માણસ લઈને પગે ચાલી નીકળ્યા હતા તે ગોવિંદરાવનો સાળો બાપુ પૈંવાર કરીને માળવામા મ્હોટો જાગીરદાર હતો તેના રક્ષણ નીચે ધાર જઈ રહ્યા.

હવે ગાયકવાડની પ્રધાન ટોળીનું અને બ્રિટિશ રેસિડેન્ટનું મન કેટલાક મહિનાથી આરબોને કહાડી મૂકવાના વિકટ કામ ઉપર લાગ્યુ હતુ. તેઓ એટલા બધા બળિયા થઈ પડ્યા હતા કે, રાજ્યના પ્રત્યેક કામકાજમાં પોતાનુ માથુ ઘાલતા હતા. આ કામનું યથાસ્થિત વર્ણન આ ઠેકાણે આપવાની કાંઈ અગત્ય નથી ટુકામા એટલું જ કે બ્રિટિશ ફોજના આશ્રય વિના તે થાય એમ ન હતું છેવટે આરબોના જમાદારોને વડોદરાના કિલ્લામાં ઘેરી લીધા, અને કર્નલ વુડિંગ્ટનના તાબાની ફોજના જોરથી ૧૮૦૨ના ડિસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે તેઓને તાબે થઈ કરાર કરવાની જરૂર પડી.

બ્રિટિશની સત્તા ગૂજરાતમા કેમ પ્રવેશ પામી તે વિષેનો થોડો વૃત્તાન્ત ઉપર પ્રમાણે આપવામા આવ્યો. હવે તેની હવે પછીની વૃદ્ધિ વિષે અમે ટુકામા લખીશુ

ઇ૦ સ૦ ૧૮૦૫ ના એપ્રિલ મહિનાની ૨૧* મી તારીખે ગાયકવાડ સાથે છેવટનો એક કોલકરાર થયો તેમા આગળ જે ઠરાવો થયેલા તેમા વધારો અને ફેરફાર કરવાનો જે યોગ્ય જણાયો તે કરીને ચોક્કસ ઠરાવ થયો ગાયકવાડે પ્રથમ બે હજાર માણસની સાહાય્યકારી ફોજ રાખી હતી

* જિયોર્જનામામા તા ૧૨ મી લખી છે, તે ભૂલ છે

આ તહનામાના સબધમા મુલ્લા ફિરોજ પોતાના જિયોર્જનામામા વિશેષ પટ્ટે લખે છે ૨ ઉ

તેને બદલે હવે ત્રણ હજાર રાખવાને કબૂલ થયો, અને તે તેના મુલકમાં રહેવાની ઠરી, પણ જ્યારે અગત્ય પડે ત્યારે જ તેને કામમાં લેવી એમ ઠર્યું. તેના ખર્ચને સારૂ ૧૧,૭૦,૦૦૦ રૂપિયાની ઉપજના પરગણાં આપવાનાં ઠર્યાં. ચોરાશી, ચીખલી, અને ખેડાનાં પરગણાં તથા સુરતની ચોથ બ્રિટિશને આપી હતી, અને ગાયકવાડને બ્રિટિશ સરકારનું દેવું હતું તેના પેટામાં બીજાં પરગણાંની ઉપજનો સમાવેશ થઈ ગયો.*

ગોવિંદરાવના સમયથી પેશ્વા અને વડોદરા સરકાર વચ્ચે કાંઈ કોલ-કરાર થયા નથી. આબા સેલુકરનું બંડ બેસારી દીધા પછી પેશ્વા પાસેથી ગાયકવાડે અમદાવાદ, કાઠિયાવાડની મુલકગીરી, પેટલાદ, નાપાડ, ચૂડા, રાણપુર, ધંધુકા, અને ગોઘાનાં પરગણાં, તથા ખંભાતમાં જે તેઓના કેટ-

* આનદરાવ ગાયકવાડના રાજ્યમાથી આનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કપનીને જે આપવામા આવ્યુ તેની યાદી ગગાધાર શાસ્ત્રીની વિગત પ્રમાણે કર્નલ વૉકરના ૧૮૦૬ ના જાન્યુઆરી મહિનાની ૧૯મી તારીખના રિપોર્ટ સાથે જોડવામા આવી છે, તે નીચે પ્રમાણે છે —

ઇનામ

| | | | |
|---|---|---|---|
| ખેડાની કિલ્લેદારી | .. | રૂ૦ ૪૨,૦૦૦ | |
| ચીખલી પરગણું | ... . | ,, ૭૬,૦૦૦ | |
| સુરત બંદરની ચોથ | ... ... | ,, ૫૦,૦૦૦ | |
| ચોરાશી પરગણું | ... ... | ,, ૯૦,૦૦૦ | |
| | | | ૨,૫૮,૦૦૦ |

જપ્તદાદ

| | | | |
|---|---|---|---|
| નડિયાદ પરગણું | .. ... | ,, ૭૫,૦૦૦ | |
| ધોળકા ,, | ... ... | ,, ૪,૫૦,૦૦૦ | |
| વિજાપુર ,, | ... | ,, ૧,૩૦,૦૦૦ | |
| માતર ,, | ... ... | ,, ૧,૩૦,૦૦૦ | |
| મહુધા ,, | ... ... | ,, ૧,૧૦,૦૦૦ | |
| કડીટપ્પો ,, | ... ... | ,, ૨૫,૦૦૦ | |
| કીમ કઠોદરાની જકાત | ... | ,, ૫૦,૦૦૦ | |
| કાઠિયાવાડની વાર્ષિક વરાત | | ,, ૧,૦૦,૦૦૦ | |
| | | | ૧૧,૭૦,૦૦૦ |
| | | | ૧૪,૨૮,૦૦૦ |

લાક હક્ક હતા તે ઇજારે લીધા હતા. પણ વસઇના કોલકરાર થયો તેમાં રાણ-પુર, ગોધા, અને ધંધુકા, તથા ખંભાતમાંનો પેશ્વાનો ભાગ પેશ્વાએ બ્રિટિશ સરકારને આપ્યો હતો. અને બાકી રહ્યુ તેનો પટો દશ વર્ષની મુદતથી પેશ્વા સરકારે ગાયકવાડ સરકારને ૧૮૦૪ ના જુન મહિનાથી આપ્યો હતો; પણ પ્રથમની મુદત થઈ રહી ત્યારે પેશ્વાએ નવો પટો કરી આપ-વાની સાફ ના પાડી અને ગૂજરાતમાં પોતાની રાજસત્તા વધારવાની આતુરતા થઈ, તેથી ૧૮૧૫ માં ત્ર્યંબકજી ડેંગલેને સરસૂબેદાર ઠરાવ્યો; તેણે તે પ્રાંતમાંનાં પરગણાં પેશ્વાને નામે લીધાં, અને આ પ્રમાણે પોતાને સત્તા મળી તેનો બ્રિટિશ સરકાર સામે કપટકાર્ય કરવામાં ઉપયોગ કરવા માંડ્યો. પણ પેશ્વા સાથે ૧૮૧૭ માં કરાર થયો તેમાં આ તોફાની સૂબાને તેણે માન્ય રાખ્યો નહિ; અને તેણે ગાયકવાડના ઉપર હવે પછી દાવો કર-વાનો છોડી દીધો, તથા પાછલા દાવાનો ચૂકાદો કર્યો, અને તેણે ગૂજરાતની પોતાની ઉપજ, ઓરપાડ બાતલ કરતાં, બ્રિટિશ સરકારને આપી.

નવેમ્બર મહિનાની ૬ ઠ્ઠી તારીખે વડોદરામાં વિશેષ કરાર થયો, તેમાં પુનાના કરારથી ગાયકવાડને લાભ થયો હતો, તેથી ગૂજરાતમાં જે એક બીજાનાં રાજ્ય હતાં તેની ચોગ્ય પડતી વ્હેંચણી કરવાની રીતિ કબૂલ કરી, અને તેની સાહાય્યકારી ફોજમાં એક હજાર કવાયતી પાયદલ તથા ઘોડે-સ્વારની બે પલ્ટણો વધારી લેવાનો ઠરાવ કરી તેના ખર્ચના બદલામાં બ્રિટિશ સરકારને ચોગ્ય પડતી વળકણ કરવામાં વચ્ચે આવતાં પરગણાં આપવાનુ કબૂલ કર્યુ.



## પ્રકરણ ૫ મું
## કાઠિયાવાડની મુલ્કગીરી

અણહિલપુરના રાજા અને અમદાવાદના સુલ્તાન, એ બંનેની, પોતાની પડોશના રાજાઓ સાથેની વર્ત્તણુક, એકંદરે સમાન હતી, એવુ આપણા જોવામાં આવી ગયું. કેટલાએકને જિતી લેવા જેટલુ જોર પોતાનામાં છે એમ તેમને લાગતું. તેઓને તેઓ સંપૂર્ણ રીતે જિતી લેતા, પણ જેઓનો પરાજય કરી શકાય એમ ન હતું, તેઓની સાથે લડવાથી શો પરિણામ થશે એ વિષની ખાતરી નહિ હોવાને લીધે, લડવાના કરતાં તેઓ માહેથી ઘણા જણ પાસેથી ખંડણી લેવાનુ ઠરાવીને તેઓ સંતોષ પનારદમ પયરાઈ પ્રમાણેની પોતાની પ્રાપ્ત કરી લીધેલી સત્તા કાયમ રાખવામાં ચાલે, તેથી તે સુલ્તાનોએ, અને ત્યાર પછીના દિલ્હીના સૂબેદારે (રજપૂત તાલુકદાર

મૂકવામાં આવ્યા હતા, તેઓએ, દેશમાં પોતાનાં થાણાં બેસારી દીધાં હતાં, તેથી નિયમસર ખંડણી ઉઘરાવી લેવાને બની આવતું હતું, અને જ્યાં અગત્ય પડતી હતી ત્યાં જ માત્ર ચડાઈ કરી તે વસુલ કરી લેતા હતા. આ પ્રમાણે બેસારેલાં થાણાં રહેતાં રહેતાં ઉઠાડી લેવામાં આવ્યાં હતાં, અથવા ઉઠી મૂકવામાં આવ્યાં હતાં. તેથી મોગલ રાજ્યની સમાપ્તિની વેળાએ, જે અંધેર કારભાર અને ગડબડાટ વારે વારે થયેલો જોવામાં આવ્યો છે તેવે પ્રસંગે, ખંડણી ઉઘરાવી લેવાને માટે ઘણે ઠેકાણે પ્રતિ વર્ષે હુમલા કરવા પડેલા છે. આ રસ્તો પકડવાને મુસલમાનોને તો અગત્ય પડી હતી. અને જ્યાં તે પ્રમાણે કર્યા વિના છૂટકો ન હતો ત્યાં તેઓ તેમ કરતા હતા. પણ તેમના પછી મરાઠા થયા, તેઓને તો હુમલા કરવાનો રસ્તો મન ગમતો થઈ પડ્યો હતો અને તે રસ્તો ઝાલવાને તેઓ ચૂકતા જ ન હતા.

મરાઠાના રાજ્યની મુખ્યત્વે કરીને જેવી રાજનીતિ હતી તે પ્રમાણે જે જે દેશ ઉપર તેઓએ હથિયાર ચલાવ્યાં તે તે દેશમાંથી પૈસા કઢાવવા ઉપર તેઓએ મુખ્ય નજર રાખી હતી. કેટલાક અનુભવ ઉપરથી, જ્યારે ઘણે દિવસે તેઓની ખાતરી થઈ કે ખંડણીની રકમ નક્કી કરી તે ઉઘરાવી લેવાથી લાભ થાય છે ત્યારે તેઓએ જિતી લીધેલા દેશમાં નિયમસર કારભાર ચલાવવા ઉપર તેઓએ નજર પ્હોંચાડેલી છે. તેઓનો ઇતિહાસકર્ત્તા લખે છે કે, "મરાઠા જ્યારે પોતાની સીમા છોડીને બ્હાર જતા ત્યારે તેમને મન "પૈસો ઉઘરાવવો અને લડાઈ કરવી એ બે સમાન હતું. જ્યારે કોઈ "ગામમા અટકાવ કરવામાં આવતો ત્યારે ત્યાંના અધિકારિયોને પકડવામા "આવતા, અને તેઓને ધમકી બતાવીને અથવા કોઈ કોઈ વાર તો થોડો "ઘણો સખ્ત અત્યાચાર કરીને તેઓની પાસેથી ચુકાદો કરી લેતા હતા. "રોકડા પૈસા તો તેમને ભાગ્યે જ મળતા હતા, પણ જે શરાફોનો ગામડાંમાં "વેપાર ચાલતો હોય તેઓની જામીનગીરી લેવાની રીતિ પસંદ કરવામાં "આવતી હતી, કેમકે તેમની ચિઠ્ઠિયો હિન્દુસ્તાનના ગમે તે ભાગમાં હુંડિ-"યોની પેઠે વટાવી શકાતી હતી. જ્યારે ગઢના ગઢપતિઓ તેમના સામી "ટક્કર લેતા અને છેવટે તેમનાથી હારતા ત્યારે તેઓને કતલ કરવામાં "આવતા." આ પ્રમાણે પૈસાના લાલચુ મરાઠાને માફક આવતી ચડાઈયો "મુલ્કગીરી" એવા નામથી ઓળખાતી હતી.

---

રાતમાં પ્રથમ આવ્યા ત્યારે, પોતાની પ્હેલાં થયેલા મુસલ-
ને, અને દેશની સ્થિતિને અનુસરીને, તથા પોતાના મનના
લ્કગીરી કરવા નીકળવાની રીતિ તેઓએ પસંદ કરી

દીધી. હાલમાં જે તાલુકા રજપૂત તાલુકદારોને સ્વાધીન હજી લગણ છે તેઓ ત્રણ ચાર હજાર લૂટારા અશ્વાર લઈને, તોપો કે છાવણી કરવાનો સરસામાન સાથે લીધા વિના, લૂંટફાટ કરતા ચાલ્યા જતા હતા, અને ભોમિયા કબૂલ કરી શકે અથવા પોતાનું બળ ચલાવીને બની શકે તે પ્રમાણે પોતાના દાવાનો નીકાલ કરી લેતા હતા. જેમ દેશનું રાજ્ય વધારે થાળે પડતું ગયું તેમ નક્કી કરેલા અવ્યવસ્થિત પાયદળનું લશ્કર લઈને તેઓ જાયુ મુલ્કગીરી કરવા લાગ્યા. મરાઠા સરદારોનો એવો એક નિયમ હતો કે જેમ બને તેમ વધારે ખંડણી લેવી, અથવા એમ બને નહિ તો પછી પોતાના પૂર્વના ઠરાવ કરતાં ઓછી તો પછી લેવી જ નહિ, અને આ છેલ્લા નિયમને તેઓ એટલા બધા વળગી રહેતા કે, કોઈની પાસેથી ચડી ગયેલી ખંડણી વસુલ કરી લેવાની હોય તો સામટા નીકાલ બહુ છૂટ મૂકીને કરવાને બદલે આગળના ઠરાવ પ્રમાણે બે વર્ષનું વસુલ લેવાનું તેઓ વધારે પસંદ કરતા હતા. આણી-મગ રજપૂત રાજાઓ પણ ગમે તેટલી ખંડણી આપવાને જેમ બને તેમ સામા થવામાં પ્રતિષ્ઠા સમજતા હતા અને જ્યારે કાંઈ ચાલતું નહિ ત્યારે જેમ પોતાને લાભ થાય તેમ ફડચો કરવાને તૈયાર થતા. મુલ્કગીરી લશ્કર આખો દેશ તાબે કરી લેવાને અથવા જે ગઢનો બચાવ આગ્રહથી કરવામા આવે એવા ગઢ જેર કરવાને શક્તિવાન ન હતું; તેટલા માટે તેનાં માણસો ખુલ્લાં શહર અને ગામડાંમાં લૂંટફાટ કરવા માડતાં, અને તે કામ શરૂ કરવાને મોસમની વેળા પસદ કરવામાં આવતી; તેનું કારણ તાલુકદાર પાસેથી તરત જ કબૂલાત લેવાની જરૂર પાડવાનું એકલુ જ ન હતું પણ ફોજને ઘાસદાણા મળવાનુ સારૂ સાધન મળે માટે તે ઋતુ પસંદ કરતા હતા. જે તાલુકદાર પાસેથી ખંડણી વસુલ કરવાની હોય તેના તાલુકામાં મરાઠી ફોજ આવે ત્યારે તેના સામા થવાનો વિચાર ન હોય તો તાલુક-દારને વિશ્વાસ ઉપજે એવા એક વકીલને, સર્વ વાજબી માગણીને પૂરી પડે એટલી જામીનગીરી આપીને, પોતાના તાલુકાની શીમા ઉપર મોકલ્યા વિના ચાલે નહિ. જો તે પ્રમાણે તે મોકલે તો આગળ ચાલનારી ફોજની ટૂકડીના એક અથવા તેથી વધારે અશ્વારો જે બાંહધર કહેવાતા હતા તે તેના તાલુકાના દરેક ગામમાં મૂકવામાં આવે તેથી ત્યાં લૂંટફાટ કરવામાં આવે નહિ; પણ જો તાલુકદાર સામા થવાની મરજી જણાવે નહિ અથવા તરત પતાવી દેવાનું મન જણાવે નહિ, તો પછી પિંઢારાઓ ચોગરદમ પથરાઈ જાય; અને રસ્તામાં સર્વ પ્રકારની લૂંટફાટ ને નાશ કરતા ચાલે, તેથી તે રસ્તે થઈને ફોજ ગઈ છે એમ જણાઈ આવે. અને તે રજપૂત તાલુકદાર

માગેલી ખંડણી રજુ કરવાને કબૂલ થાય તેના પ્હેલાં તો ખેતરોમાંથી પાકેલો ફાલ રફેતફે કરવામાં આવે; અને ગામડાંને ઘાતકીપણે સળગાવી નાંખે અને નાશ કરે, ઘરની ઉઘાડી ભીંતો સિવાય કાંઈ રહેવા દે નહિ અને તાલુકાનું એકેએક વિધું ઉજ્જડ કરી નાંખે અને એકેએક ગામ ઉજ્જડ કરીને નાશના ઢગલા કરવામાં આવે.

શિવરામ ગાર્દી જે કવાયત શીખેલા લશ્કરનો સરદાર હતો એવું આગળ જણાવેલું છે તેને સ્વાધીન મુલકગીરી કરવાનું કામ સોંપવામાં આવ્યુ હતું ત્યારથી મુખ્યત્વે કરીને તેઓએ મુલકગિરીનો દર આગળના કરતાં ઘણો વધારી દીધો હતો. મરાઠાના પ્હેલાંના અધિરાજાઓના સમયથી જે ખંડણી લેવામાં આવતી હતી તે સિવાય મરાઠા જૂદે જૂદે નામે બીજી ખંડણી લેતા હતા, જેમ કે, તેમના ઘોડાને માટે "ઘાસદાણો" અને એ કરતાં પણ જેમાં સર્વ વાત આવી જાય એવો "બીજો પ્રચૂર્ણ" ખર્ચ લેવામાં આવતો. ખંડિયા પ્રાન્તના બે ભાગ કરવામાં આવ્યા હતા, એક કાઠિયાવાડ; તેમાં સોરઠનો દ્વીપકલ્પ, ઝાલાવાડ; અને બીજો તેને લગતો દેશ આવ્યો હતો; બીજો મહીકાંઠો, તેમાં મહી નદીથી તે અંબા ભવાની અને કચ્છના રણ સુધીનો દેશ આવ્યો હતો.[1]

આરબ સિપાઈયો કેટલીક સત્તા બથાવી પડ્યા હતા. મહારાજ ગોવિંદરાવ મરણ પામ્યા હતા, અને કાન્હાજી તથા મલ્હારરાવનાં બંડ ઉભાં થયાં હતાં, એ સર્વ કારણોએ કરીને કાઠિયાવાડમાં મુલકગિરી કરવાને ફોજ મોકલવાનું બની આવ્યું ન હતું તેથી સન ૧૭૯૮-૯૯ની સાલથી ખંડણી ચડી ગઈ હતી. તે ઉઘરાવાનું કામ બાબાજી આપાજીને સોંપવામાં આવ્યુ. એટલે કડી જેર કર્યા પછી ૧૮૦૨ની સાલમાં તે મુલકગિરી કરવાને નીકળ્યો. પણ તેટલી વારમાં કાઠિયાવાડના તાલુકદારો કિલ્લા બાંધીને સામા થવાને સજ્જ થઈ રહ્યા હતા, અને જે પૈસો ખંડણી આપવાના કામમાં આવી શકત તે નાના પ્રકારનાં ખર્ચમાં અને મુખ્યત્વે કરીને તેઓના પોતાના જ

---

૧ આ બન્ને પ્રાન્તની મુલ્કગિરીનો આંકડો ઈ સ ૧૮૦૨ મા ગાયકવાડ સરકારે કર્નલ વોકરને યાદી કરી આપવા પ્રમાણે નીચે મુજબ હતો—

| પ્રાન્ત | ગાયકવાડના ભાગ | પેશ્વાનો ભાગ | કુલ |
|---|---|---|---|
| | રૂપિયા | રૂપિયા | રૂપિયા |
| કાઠિયાવાડ . | ૪,૦૯,૫૨૧ | ૫,૩૮,૦૧૯ | ૯,૪૭,૫૪૦ |
| મહીકાંઠો ... | ૩,૦૦,૬૨૨ | ૧૫,૦૦૦ | ૩,૧૫,૬૨૨ |

કજિયા પછવાડે વાવરી નાંખ્યો હતો. વળી તેઓના સાંભળવામાં એમ આવ્યું હતું કે બાબાજિયે ચડેલો અવેજ સામટો લેવાનો નિશ્ચય કર્યો છે, તે ઉપરથી તેઓને ઘણી ધાસ્તી લાગી ગઈ હતી. મલ્હાર રાવની ટોળીમાં પાટડીનો દેસાઈ હતો તેને જિતી લઈને બાબાજી કાઠિયાવાડમાં પેઠો. તેમાં માળિયા, મોરબી, જૂનાગઢ, ભાવનગર, અને વઢવાણ સાથે લડાઈયો કરીને જિત મેળવતો ચાલ્યો; તેણે કડીના જાગીરદારને તથા તેના દીકરાને કેદ પકડીને લાંનું ભયભરેલું બંડ બેસારી દીધું; અને દેશમાં જેટલી ખંડણી લ્હેણી હતી તેટલી વસુલ કરી લીધી, તથા આગળ કેટલાક સૈકાંઓથી જોવામાં આવેલો નહિ એવો દાબ અને સત્તા આખા દેશમાં બેસારી દીધાં. બાબાજી આ પ્રમાણે પોતાની મુલ્કગીરીમાં જય પામ્યો, તેટલી આશા રાખવામાં આવી ન હતી, તથા તેટલું જોર મારવા જેટલી ખરી શક્તિ ગાયકવાડ-માં ન હતી, પણ કાઠિયાવાડના તાલુકદારો બાબાજીના ઠરાવને શરણ થયા તેનું દેખીતું કારણ એ હતું કે, એ તથા એના રાજાને બ્રિટિશ સર-કારની ઓથ હતી, તે તેઓ સારી પેઠે જાણતા હતા; તેઓના પોતાના જ શબ્દોમાં આપણે બોલિયે તો "ફિરંગીની ફોજ બધે પથરાઈ જશે એવો "ડર તેઓ રાખતા હતા." આ પ્રમાણે હકિકત છતાં, બ્રિટિશની નિર્દોષ રાજનીતિ, અને દયાભાવના હેતુથી તથા તેમની સારી નામનાની ખાતર બ્રિટિશની જે સત્તા હવણાં બલવાન થઈ પડેલી જોવામાં આવી તે સત્તા ઉઘાડી રીતે દેખાઈ આવે તથા તે પૂર્ણ રીતે સ્થાપિત થાય એવી તેમની ભાવના હતી.

બ્રિટિશ સરકારનો ગાયકવાડ સાથે પ્રથમ સંબંધ થયો તેવામાં જ જણાઈ આવ્યું હતું કે, વડોદરા સરકારની ઉપજનો મ્હોટો ભાગ કાઠિયા-વાડની ખંડણી નિયમિત વસુલાત કરી લેવા ઉપર આધાર રાખતો હતો, તેથી પ્રતિવર્ષે નિયમસર તે ઉઘરાવી લેવાની ઘણી અગત્ય પડતી, અને હમણાં તો ઘણી બાકી ચડી ગઈ હતી તેથી તે ઉઘરાવી લીધા વિના ચાલે નહિ, એમ થઈ પડ્યું હતું. ગાયકવાડના કારભારી સારી પેઠે સમજતા હતા કે બ્રિટિશ સરકારની મદદ વિના આપણાથી એ બાકી વસુલ કરી શકાય એમ નથી, અને એ જ તેમની અશક્તિને લીધે તેઓએ સાહાય્યકારી લશ્કર-ની ત્રણ પાયદલની પલ્ટણો રાખી હતી તથા અગત્ય પડે તો એક પલ્ટ-ણને કાઠિયાવાડ મોકલવાનો ઠરાવ પણ ઘણું કરીને એ જ કારણ ઉપરથી કરી રાખ્યો હતો. આ પ્રમાણે ગાયકવાડની મતલબ બર પ્હોંચાડી આપવાને બ્રિટિશ સરકાર મોઘમ રીતે બંધાયલી પોતાને સમજવા લાગી, અને ગાય-

કવાડની ઇચ્છેલી રીતિ પ્રમાણે અમલ કરવામાં આવે તો પોતાની હંમેશાંની રીતભાત અને રાજનીતિથી ઉલટી રીતે વર્તવુ પડે તેથી સન ૧૮૦૨ના ડિસેમ્બર મહિનાની ૧૫ મી તારીખે હિન્દુસ્તાનની વડી સરકારના અધિકાર ઉપર માર્કિવસ આફ્ વેલ્સલી હતો તે વેળાએ તેણે પોતાનો એવો અભિપ્રાય જણાવ્યો કે, મુલ્કગીરી કર્યા વિના કાઠિયાવાડના રાજાઓ, ઠાકોરો સાથે તેઓને પ્રતિવર્ષે ગાયકવાડને આપવાની ખંડણી વિષેનો સુમેળભરેલી રીતે ઠરાવ થાય તો ગાયકવાડની તેમજ ગૂજરાત માંહેલા બ્રિટિશ સરકારના સ્વાર્થની સારી સેવા બજાવેલી કહેવાય. આ પ્રમાણે ખરૂં જોતાં મળતા પ્રસંગ એવા આવી ગયા કે, કાઠિયાવાડના કામકાજ સંબંધી બ્રિટિશ સરકારને વચ્ચે પડવાની અગત્ય આવી પડી. રજવાડાવાળા પોતાની મેળે ગાયકવાડને ખંડણી આપે એટલે ગાયકવાડે પણ પોતાનું વધી ગયલું લશ્કર ઘટાડી દેવા ઉપર પોતાની નજર પ્હોંચાડી; વળી ખંડણી ઉઘરાવાનો જે અતિ ઘણો ખર્ચ થતો તે નહિ થતાં પોતાના ખજાનામાં તે વધ્યા કરશે એવો અગમવિચાર પણ તેઓએ કર્યો; પણ આ પસંદ પડતો ઠરાવ અમલમાં આણવાનો બધો આધાર તેઓએ પોતાના સાહાય્યકારી બ્રિટિશ સરકાર ઉપર રાખ્યો. પણ આણીમગ બ્રિટિશ સરકાર અગર જો, ઠરાવની રૂએ ગાયકવાડને મદદ આપવાને બંધાયલી હતી, અને એવી મદદ આપવાને મનથી ઇચ્છતી હતી; અગર જો જે ઠરાવ કરવાથી, જુલમભરેલી મુલ્કગીરીની રીતિમાં સુધારો થયે કાઠિયાવાડના તાલુકદારોને જે ફાયદા થવાના તે સારા પ્રકારનું સાટુ વાળી આપે એવા પ્રકારના તેના ગણવામા હતા; અગર જો તે તાલુકદારો, તેનું મધ્યસ્થપણું તરતજ કબૂલ રાખશે એવુ માનવાને તેને કારણ હતાં; અને અગર જો તે સારી પેઠે જાણતી હતી કે, પોતે વચ્ચે પડે નહિ તો, તે વેળાનો પ્રસગ અને અગત્ય જોતાં, વડોદરાનો ગાયકવાડ ગૂજરાતના દ્વીપકલ્પ ઉપર, પોતાની મતલબ હાંસલ કરી લેવા સારૂ, એવાં સાધનો ઉપયોગમાં આણે કે તે બ્રિટિશ સરકારની રાજનીતિની સામે છતાં વગર આશ્રય આપવે તેના આશ્રયની અસર તે સાધનોને પ્હોંચવાથી તે બળ પકડે, તો પણ મુલ્કગીરી સરખા વાંધાભરેલા કામમાં મદદ આપવાને તેને ખુશી લાગતી ન હતી.

ઉપર પ્રમાણેનાં બ્રિટિશ સરકારની રાજનીતિનાં કારણ, કેટલીક વાર સુધી માન્ય કરવામાં આવ્યાં હતાં, તો પણ સન ૧૮૦૭ના એપ્રિલ મહિનાની ૩ જી તારીખે કામ આવતાં સુધી, એ માથે લેવાનો પ્રસંગ,

મુંબાઈ સરકારને આવ્યો ન હતો. કર્નલ વૉકર જોઈતી માહીતગારી ધરાવતો હતો, અને ત્યાં તેનું વજન બંધાયું હતું; એ બે અગત્યના ગુણોએ કરીને તેને પસંદ કરવામાં આવ્યો, અને તે દિવસે ગાયકવાડની ફોજ સાથે એક લશ્કરની ટૂકડી લેઈને સોરઠના દ્વીપકલ્પમાંનું જે કામ પેશ પ્હોંચાડવાનું હતું તે પરિપૂર્ણ કરવા જવા માટે તેને હુકમ કરવામાં આવ્યો.

બ્રિટિશ સરકારના મધ્યસ્થપણાથી ગાયકવાડની મુલ્કગીરી બંધ કરાવીને તેને બદલે હંમેશાંને માટે અમુક ખંડણી આપવાનો બંદોબસ્ત કરવાને કાઠિયાવાડના તાલુકદારોની મરજી છે કે નહિ તે વિષે તેમનું મન જોવાને અગાઉથી ઉપાય કામમાં લગાડવામાં આવ્યા હતા. આ કામનો પરિણામ ઘણો સારો આવ્યો, તો પણ કાઠિયાવાડમાં બ્રિટિશ સરકારની ફોજે દેખા દીધી એટલે એ સરકારની ખરેખરી સ્વાર્થ વિનાની વર્તણૂક વિષે તાલુકદાર લોકોના મનમાં ખરેખરો ખ્યાલ આવ્યો નથી એમ કર્નલ વૉકરના જાણવામાં તરત જ આવી ગયું. તે કહે છે, કે

"તાલુકદારોને, પોતાની ઉપર મોકલેલા સરક્યુલર પત્રમાં લખેલી "વાત સાચી છે એમ લાગ્યું નહિ. અને ફોજ આગળ વધવા લાગી. "તેમ તેમ તેઓ તરેહવાર કહેણ કહાવવા લાગ્યા, તેથી સર્વના વિચાર "જણાઈ આવ્યા. તેઓ સ્વાભાવિક રીતે એમ ધારવા લાગ્યા કે અમે "અમારા તરફથી મુલ્કગીરી કરવાને નીકળ્યા છિયે; તે ઉપરથી કેટલાક કહેવા "લાગ્યા કે, અમને પૈસો કહાડી લેવાની યુક્તિયો ઘણી સારી આવડે છે, "અને અમારી ફોજ ઘણી લડાયક છે, તેથી લૂટમાં અમને ભાગિયા કરશો તો "તમારી ફોજને મ્હેનત કરવી પડશે નહિ. માળિયાના ઠાકોરે રણ ઉપરના "રસ્તાનો કબજો કરી લેવાની ઇચ્છા કરી, અને ચોરવાડ, કચ્છ, અને "સિંધ ઉપર એકઠા મળીને લૂટફાટ કરવાને હલ્લા કરવાનો અભિપ્રાય આપ્યો. "વળી કેટલાક એમ સમજ્યા કે, ગાયકવાડનો હક્ક યુક્તિથી ખરીદી લઈને "બ્રિટિશનો હક્ક સ્થાપી દેવાનો અમારો વિચાર છે, તેથી કંપનીની સત્તા પાળ-"વાની ઘણી જ ખાતરીપૂર્વક ઇચ્છા બતાવા લાગ્યા, અને ગાયકવાડની સત્તા "નહિ માનવાનો પ્રયત્ન કરતા જણાયા. તેમ જ ગાયકવાડના પ્રામાણિકપણા "ઉપર શક ઉત્પન્ન થાય એવી ઠગાઈભરેલી યુક્તિયો કરવા માંડી. આવા "તેઓના પ્રયત્નોની સામે તૈયાર થઈ રહેવાની, અને તેઓને તરત જ તોડી "પાડવાની અગત્ય હતી. તેઓનો ઇરાદો ઠગાઈભરેલો હતો. જ્યાં એકઠો "સ્વાર્થ હોય એવા કામમાં એકસંપની અને નિષ્કપટપણાની વર્તણૂક નહિ "ચલાવવાથી જેવાં ગંભીર પરિણામ થાય તેવાં કામ કરી નાંખે એવા તેઓ

"હતા. એવા કારણ ઉપરથી કાઠિયાવાડમાં કંપની સરકારની ફોજ આવી છે તે
"ગાયકવાડના સાહાય્યકારી તરીકે આવી છે, અને અમારી મતલબ ગાયક-
"વાડના રાજ્યના લાભ ઉપર નજર રાખીને અને ભોમિયાઓનો સદા સ્વાર્થ
"સુધારીને કંપનીના મધ્યસ્થપણાથી દેશમાં સારો બંદોબસ્ત કરી દેવાની છે,
"એ વાતની ભોમિયાઓને ખાતરી કરી આપવા ઉપર મારો પ્રયત્ન મેં
"ચલાવવા માંડ્યો."

કર્નલ વૉકરને તેના પ્રયત્નમાં, ગાયકવાડની ફોજના સેનાપતિ વિઠ્ઠલ રાવ દિવાને સારી મદદ કરી, તેથી તરત જ ભોમિયાઓના મનમાં વિશ્વાસ આવવા માંડયો; બ્રિટિશનો આવો સ્વાર્થ વિનાનો મનસૂબો બિન તકરારે સાધી લેવાને એક પ્રસંગ મળી ગયો, તે એ કે કંદોરણાનો કિલ્લો તેના ધણી પાસેથી નવાનગરવાળાએ લઈ લીધો હતો તે બ્રિટિશની ફોજે પાછો લઈને તેના ધણીને સ્વાધીન કર્યો. આ બનાવ ઉપરથી ભોમિયાઓના વિચાર બિલકુલ બદલાઈ ગયા; અને નબળા તાલુકદારો હતા તે સ્વમવત્ આશા બાધવા લાગ્યા, અને હવે બ્રિટિશ સરકારના વાજબીપણાથી, તેઓને નુકસાન થયલાં તેનો ન્યાય મળશે એમ ધારવા લાગ્યા. અગર જો જેઓનું રક્ષણ કરવાને બની આવ્યું તેઓનું કરવાને માટે દરેક પ્રસંગ આતુરતાથી સાધી લીધો, અને અગર જો, ઘણા બ્હારવટિયાઓને ઠેકાણે લાવવાને અને ઘણા જુલમ થતા અટકાવવાને બ્રિટિશનો એલચી ખરેખરી રીતે ફત્તેહ પામ્યો, તો પણ નિર્ણય થાય નહિ એવી અને મટાડી શકાય નહિ એવી ભોમિયાઓની વિપત્તિઓની તકરારો વિષેની પંચાતમાં પડવાને બદલે એક-સરખા ધોરણથી હવે પછી તેઓને નિર્ભય કરવાના પ્રયત્ન ઉપર લક્ષ આપ-વાની તેને અગત્ય જણાઈ. આટલા દિવસથી ખંડણીનો દર નક્કી કરેલો ન હતો, તથા તેમાં ફેરફાર થતો હતો તેને એક વાજબી ધોરણ ઉપર આણીને નક્કી કરવાનું તેને મુખ્યત્વે કરીને કઠણ પડવા માંડ્યું. વડોદરા સરકારની નાણાં સંબંધી સ્થિતિ બ્રિટિશ સરકારના જાણવામાં ખરેખરી હતી, તેથી વડોદરા સરકારની ઉપજ કદાપિ વધારી આપે નહિ પણ છેવટ હોય તેટલી ને તેટલી કાયમ રહે એવો બંદોબસ્ત બ્રિટિશ સરકાર કરી આપે એવી દેખીતી આશા રાખવાને તેઓને કારણ હતું, તેમ જ, ભોમિયા તાલુકદારોની બ્રિટિશ સરકાર વિષે ખાતરી થઈ હતી તેથી તેઓ જાણતા હતા કે અમારી પાસેથી ઘણા પૈસા કઢાવવામાં આવશે નહિ તથા અમારા ગજા ઉપરાન્તની ખંડણી લેવાનો હમેશાંનો ઠરાવ થશે નહિ.

ખંડણીનો ચાલતો દર બાબાજીના અને બીજાઓના વારામાં વધારી

મૂકયો હતો, તે મુખ્યત્વે કરીને "બીજાં પ્રચૂર્ણ ખર્ચ"ના પેટામાં વધ્યો હતો, તે ભોમિયાઓએ નારાજ થઈને કબૂલ રાખ્યો હતો, પણ તેમની ઘણામાં ઘણી ઉપજ ગણીને તે આધારે ઠરાવ્યો હતો, માટે તે હમેશાંના દર તરીકે કાયમ કરવાને યોગ્ય ન હતો. તેનાં બે કારણ હતાં, એક તો એ કે તે દર ઘણા વર્ષથી ચાલતો ન હતો, તેથી તેના ઉપર આધાર રખાય નહિ, બીજું એ કરતાં વિશેષ કારણ એ કે, તે દર ઠરાવ્યા પછી પ્રતિવર્ષે બલાત્કાર કર્યા વિના વસુલ થઈ શકયો નહિ હોય, એ વાત પણ ઉઘાડી છે. તેથી ઘણું કરીને સર્વ તાલુકદારોને બીજાં પ્રચૂર્ણ ખર્ચને પેટે લેવા ઠરાવેલી ખંડણીમાંથી છૂટ મૂકવાની ઠરાવી, બ્રિટિશ સરકારની બાંહધરીથી નક્કી કરેલી ખંડણી પ્રતિવર્ષે ગાયકવાડને આપવાનો ઠરાવ થયો, અને તાલુકદારોએ માંહોમાંહે લડાઇયો, લૂંટફાટ, અને ત્રાસ વર્ત્તાવીને દેશને નિરંતર દુઃખી અવસ્થામાં નાંખી દીધો હતો, તેથી હવે દૂર રહેવાને તેઓની પાસેથી કબૂલાત કરી લીધી; દરિયાકાંઠા ઉપરના ન્હાના સસ્થાનવાળાઓએ ચાંચવાનો ધંધો છોડી દેવાની કબુલાત આપી, અને ખરાબા ઉપર વ્હાણો પોતાની હદમાં લાગી જવાથી જે મળતર તેઓને થતુ હતું તે ઉપરનો હક્ક તેમણે છોડી દીધો. તેમ જ જાડેજા અને જેઠવા[1] રજપૂતોએ પોતાની દીકરિયોને દૂધપીતી કરવાનું ઘાતકી કામ બંધ કરવાને કબૂલ કર્યું; આણીમગ મધ્યસ્થ રૂડેલી બ્રિટિશ સરકારે દેશમાં ત્રાસ થતો અટકાવવાને અને આજ સુધી મુલ્કગીરી કરવા નીકળતી ફોજથી પ્રતિવર્ષે જે નુકસાન થતું તે બંધ કરવાને વચન આપ્યું. આ પ્રમાણે સર્વ ઠરાવ નિરંતર અમલમાં આવી શકે એટલા માટે અને ગાયકવાડ સરકારને જે શ્રેષ્ઠતા આપવાથી આવા ફાયદા નિપજવાનો આધાર રહ્યો હતો તે શ્રેષ્ઠતા તેમની ચાલતી રહે એટલા માટે

---

1 પોરબંદરના જેઠવા અયોધ્યાના રાજા રામચંદ્રજીના સેનાપતિ, દક્ષિણ દેશના રાજા હનુમાનજીના મકરધ્વજ થયા તેને શ્રીનગરનુ રાજ્ય રામચંદ્રજી તરફથી મળ્યુ તેના મોરધ્વજે મોરબી વસાવ્યું એમ કહેવાય છે. એમ "ધ્વજ" નામના સાત રાજા થયા તે પછી અડતાળીશ "કુમાર" પદવી ધારણ કરનાર રાજા થયા પછી બાર રાત "રાજન" પદવી વાળા થયા તે પછી સતાવીશ રાજા "મહારાજ" પદવીના થયા. ૯૪ ભાણજી મહારાજના ૯૫ જેઠીજી થયા તે ઉપરથી તેમના વંશજ "જેઠવા" કહેવાય. દંતકથા એવી બેસતી છે કે હનુમાનજી સેતુ ઓળગીને લંકામાં જતા હતા તે વેળાએ પરસેવાનું એક બિન્દુ સમુદ્રમા પડતા તે એક મકરી ગળી ગઈ તે મકરીને ગર્ભ રહ્યો તેથી ઉત્પન્ન થયો પુત્ર મકરધ્વજ, હનુમાન મનુષ્ય કોટિના હતા, એ વિષે જુઓ. C. V. Vaidya M. A. L. L. B.'s the Story of the Ramayen P. 55.

મરાઠી ઘોડેસ્વારો અને બ્રિટિશના સાહાય્યકારી લશ્કરની એક પલ્ટણનો રસાલો કાઠિયાવાડમાં રાખવાનો ઠરાવ થયો.

આ પ્રમાણે બ્રિટિશ એલચીની સત્તાથી બંદોબસ્ત કરવાનું કામ ઘણી સારી રીતે પાર પડ્યું, તેની ખૂબીથી અતિશય ત્રાસભરેલી રીતે પૈસા કઢાવવાની રીતિમાં સુધારો થયો, તથા હવે પછીનો ખંડણીનો દર મુકરર થયો, તેથી કાઠિયાવાડના તાલુકદારો રાજી થયા, તેમ જ દેશના તાલુકદારોએ પોતાની રાજીથી તેમની મેળે ગાયકવાડ સરકારનો હક્ક (આગળ પ્રમાણે વધારે બળવાન્ સાધનને લીધે ઉપરીપણું ગણીને તે હક્ક ઠરાવવામાં આવતો હતો તેવી રીતે નહિ) રીત પ્રમાણે અને પ્રતિજ્ઞાપૂર્વક માન્ય કર્યો, અને વધારે સુધરેલાં સંસ્થાનના સંબંધનો ઠરાવ જેવા ધોરણથી થાય છે તે ધોરણ પ્રમાણે આગળને વાસ્તે તે હક્ક સ્થાપન કરવામાં આવ્યો,—"આવો લાભ", કર્નલ વોકર કહેછે કે, "એ શબ્દના સંપૂર્ણ અર્થ પ્રમાણે ગાયકવાડની "પ્હેલાં થઈ ગયેલી કોઈ સરકાર મેળવવાને શક્તિમાન થઈ ન હતી."

## પ્રકરણ ૬ ઠું

### વાઘેલા—ધોળકાના કસ્બાતી—ઝાલા

જે વેળાએ ગૂજરાતનાં કેટલાક પરગણાં બ્રિટિશના હાથમાં આવ્યાં, અને પછવાડેથી જે કોલકરાર થયા તેની રૂએ બ્રિટિશ સરકારની સત્તા, દેશના બીજા ભાગ ઉપર ચાલી, તે વેળાએ કર્નલ વોકરના જોવામાં જે રજપૂત તાલુકદારો હૈયાતીમાં રહેલા આવ્યા તેઓ વિષેનું આ પ્રસંગે અમે વર્ણન કરિયે છિયે.

રાજવંશી વાઘેલાઓની ન્હાની શાખા વિષે અહંમદશાહની વેળાથી તે આજદીન સુધી અમારે કાંઈ લખવાનું નથી.[1] ધોળકા તાલુકાના સ્વતંત્ર ગરાસિયામાં સાણંદ અથવા કોઠનો દરબાર સર્વથી ઊંચી જગ્યા ધારણ કરતો કર્નલ વોકરના જોવામાં આવ્યો; તેની પાસે માત્ર ચોવિસ ગામ હતાં, તો પણ તે રાજાનું પદ ધારણ કરતો હતો, અને અણહિલપુરના આગળના રાજાઓના ઊંચા કુળનો પોતાને માનીને મમત રાખતો હતો. તેનું મુખ્ય શહર કોઠ છે તેની આસપાસ રક્ષણને સારૂ કિલ્લો નથી, પણ તેની આસપાસ ગહન જંગલ વિંટાઈ વળ્યું હતું, અને તે બે હજાર પાયદળનું લશ્કર રાખતો હતો, તથા એક સો પચાસ અશ્વાર તેના રહેઠાણની ચોકી કરતા હતા. તેઓને

૧ જુઓ પ્રથમ ભાગના વિભાગ બીજાના પ્રકરણ ૩ જાનાં પાનાં ૪૫૨–૪.

રાજાના લશ્કરની પેઠે તેનું અંગરક્ષણ કરવા સારૂ અથવા લડાઈયો કરવા સારૂ રાખ્યા હતા. તેનો સગો ગાંગડનો ઠાકોર હતો, તેની પાસે માત્ર આઠ ગામ હતાં, તો પણ તેનો તાલુકો ઘણો સરસ બન્યો હતો, અને તે એક હજાર માણસનું લશ્કર રાખતો.

આ ઠાકોરો અધિરાજાને વાર્ષિક ખંડણી આપતા તેની રકમમાં વખત જોઈને ફેરફાર કરવામાં આવતો. કર્નલ વોકર લખે છે કે, ઉપરી સરકારનો અધિકાર, તેઓના રાજકારભારમાં માથું ઘાલવાનો ન હતો પણ પોતાની ખંડણી વસુલ કરી લેવાનો અને તેઓ પોતાના તરફથી દેશની સલાહશાન્તિમાં ભગ્ન કરે નહિ, તેની તપાસ રાખવાનો હતો.

## ધોળકાના કસ્બાતી

વાઘેલાની પડોશમાં ધોળકાના કસ્બાતી હતા, તે શૂરા મુસલમાન હતા, અને તેમની સંખ્યા ઘણી હતી, તેઓ પોતાના તાલુકાના મુખ્ય ગામમાં વસતા હતા, અને મરાઠી સરકાર તેમને રજપૂત ગરાસિયાની સત્તા સમતોલ કરવાને ઉપયોગનું સાધન ગણતી હતી. મેણા, રહેણ, અને પરમાર એવી કસ્બાતિયોની ત્રણ જાતિ છે; તેમાંથી પ્હેલી બે જાતિવાળા, સોળમા સૈકાની સમાપ્તિની વેળાએ દિલ્હીથી આવ્યા હતા. મૂળીના પરમારની એક શાખા બોટાદ જઈને વશી. ત્યાં તેઓ મુસલમાન ધર્મમાં ગયા, તેથી પરમાર રજપૂતના નામ ઉપરથી તેઓ પરમાર ક્હેવાય છે.

ભાટની કથા એવી છે કે સન ૧૬૫૪માં બે ભાઈ વચ્ચે બોટાદમાં કજિયો થયો, તેમાંથી એક મલેક મહંમદ કરીને હતો તે રીસાઈને ધોળકે જતો રહ્યો. તેના દીકરાના દીકરા કમાલ મહંમદને સાત દીકરા હતા, તે બસેં અશ્વાર સહિત અભયસિંહ રાઠોડ જ્યારે અમદાવાદના સૂબાની જગ્યાએ હતો ત્યારે તેની ચાકરીમાં રહ્યા હતા; અને ત્યાર પછી, નવાબ કમાલઉદીન (અથવા જવાનમર્દખાન) બાબીની પાસે રહ્યા. જ્યારે એ બાબીને અમદાવાદ પાછું આપીને જવું પડ્યું ત્યારે પરમાર જૂનેગઢ ગયા, ત્યાં તેઓએ ઘણાં વર્ષ નોકરી કરી. છેવટે જ્યારે તેઓનો પગાર ચડી ગયો, ત્યારે ગારિયાધારના ગામેતી પાસે નવાબની જમાબંધીનું લ્હેણું હતું, અને તે પોતાનાથી વસુલ થઈ શકે એવું ન હતું, તેવું તેમને લખી આપ્યું. એ ભાઈયોને ગારિયાધારવાળા સાથે મૂળથી સારી માયા હતી, તેથી તેઓ પોતાનો કબીલો અને શિરબંધી લઈને ત્યાં ખુશીથી ગયા. ગામના લોકો બહુ દુઃખી થયા, અને આવી પડેલા પાપનું કાટલું કરી નાંખવાનો

તેમને ઘણી વાર હરાવ્યા હતા, અને તેટલા માટે, માંહોમાંહે પ્રાણઘાતક કજિયો ઉઠ્યો હતો, પણ તેણે પોતાની ન્હાની ઉમ્મરમાં એટલી બધી બહાદુરી બતાવી, અને રોજ તેની કીર્ત્તિ વધતી ચાલી તેથી તેની સામે થવાને જટ લોકો ડરવા લાગ્યા.

શેરમિયાંએ પેશ્વાની ચાકરી કરી હતી, પણ બાવામિયાંએ ગાયકવાડ સાથે પોતાનો સંબંધ બાંધ્યો હતો અને તે બહુ પ્રખ્યાતિ પામ્યો હતો. ગાયકવાડની ફોજ સેલુકરને ક્હાડી મૂકવા સારૂ સન ૧૮૦૦ માં અમદાવાદ ઉપર ગઈ, ત્યારે બસેં અશ્વાર લઈને બાવામિયાં તેની સાથે ગયો હતો, અને સન ૧૮૦૨ માં જ્યારે ગાયકવાડે મલ્હાર રાવની સામે થવા બ્રિટિશને પોતાની મદદે બોલાવ્યા, અને ખંભાત આગળ ઉતરેલી બ્રિટિશની ફોજ, ત્યાંથી કડી આવી પ્હોંચતાં રસ્તામાં અડચણમાં આવી પડી તે વેળાએ ગાયકવાડે બાવામિયાંને લખ્યું તે ઉપરથી બસેં અશ્વાર લઈને તે કડી લગી ફોજની સંગાત ગયો હતો, અને બ્રિટિશની સાથે પણ તે ઘણી સારી રીતે વર્ત્તતો હતો."

બાવામિયાં ઘણી આબરૂ મેળવ્યા પછી, સન ૧૮૧૨ માં મરણ પામ્યો. તે વેળાએ તેને બાપુમિયાં અને મલેકમિયાં એ બે દીકરા હતા, તેમાંથી મ્હોટો તેની પછવાડે ગાદિયે બેઠો. આ વેળાએ તેના તાલુકા નીચે ત્રીશ ગામ હતાં.

ધોળકાના કસ્બાતી વિષે કર્નલ વોકરે લખ્યું છે તેઓનું મુખ્ય કુટુંબ ઉપર પ્રમાણે હતું. તે લખે છે કે, તેઓ શૂરવીર અને તોફાની લોક હતા. તેમનામાંથી કેટલાએક જથ્થાબંધ અશ્વારો રાખીને, જેઓને તેમની મદદ જોઈતી હોય તેમને આશ્રય આપવાને જતા. તેઓએ ધોળકા પરગણાનો ઘણોખરો આખો સુલેહભરેલો ભાગ, અગાઉથી જમાબંધી આપીને સાનમાં લખાવી લીધો હતો, અને એવી રીતે કરવાથી તેઓએ પોતાની સત્તા ઘણી વધારી દીધી હતી.

થઈને બે જૂદા ગરાસ અથવા તાલુકા બંધાયા હતા, તે આજ લગી પણ પોતાનું સ્વતંત્રપણું સાચવી રહ્યા છે. ચંદ્રસિંહજીનો વડો કુંવર પૃથીરાજ હતો, તેણે પોતાનો વારસો ખોયો હતો, પણ વાંકાનેર અને વઢવાણમાં તેણે ગાદિયો સ્થાપી હતી બીજો કુંવર અમરસિંહ હતો તે પોતાના બાપની પછવાડે હુલવદની ગાદી ઉપર બેઠો. ધ્રાંગધ્રામાં હાલ જે રાજા છે તે એના વંશનો છે. ત્રીજો કુંવર અભેરાજજી થયો તેણે લખતરમા ગાદી કરી. સાયલામાં જે કુટુંબ છે તે હુલવદના અમરસિંહના કુટુંબની શાખા છે, અને ચૂડામાં વઢવાણવાળાના ન્હાના ભાઈથી ચાલેલી શાખા છે. મિરાતે અહમદીમા લખ્યું છે કે મહારાણા ચંદ્રસિંહજી ગૂજરાતના પાદશાહી સૂબેદાર ખાન અઝીઝ કોકાને વિરમગામમાં સન ૧૫૯૦ માં મળ્યો હતો. શેખડોજી કરીને હરપાલનો બીજો કુવર હતો તેણે વિરમગામ પરગણાના સંચાણા (અથવા સસા-ણા) ગામમા ગાદી કરી, અને ચોરાશી ગામનો ગરાસ કર્યો. તે પછવાડેથી બ્રિટીશ સરકારના મુલક સાથે ફરીને જોડી દેવામા આવ્યો, પણ તેમાં તેના વંશવાળા હજી લગણ વાટા ભોગવે છે. હરપાલનો ન્હાનો કુવર માંગોજી હતો, તેણે લિંબડીમાં ગાદી કરી, પણ તે પ્રથમ શિઆણીમા હતી, અને પછી જાંબુમા કરી હતી.

ચંદ્રસિંહજીના પુત્ર પૃથીરાજ વિષે ભાટ લોકોની એક નીચ પ્રમાણે વાત છે —

રાજશ્રી ચંદ્રસિંહજી હુલવદમા રાજ્ય કરતો હતો. તેને ત્રણ કુવર હતા; તેમાં પૃથીરાજ વડો હતો. અદાજી કરીને શિયાણીનો એક રજપૂત હતો. તેને અમદાવાદના સૂબા સાથે કજિયો થવાથી પોતાના ગામમાથી ઊચાળા ભરીને હુલવદને પાદર જઈને ઊતર્યો. તેવામાં કુવર પૃથીરાજજી ઘોડો ફેરવવા સારૂ નીકળ્યો હતો, તે ઘોડાને પાણી પાવા સારૂ તલાવે લઈ ગયો, અને અદાજી પણ તેજ કામ સારૂ તે વેળાએ ત્યાં આવ્યો. તલાવ-કાંઠે કેટલાએક લોક હતા, તેઓએ અદાજીને કહ્યું કે પૃથીરાજજી ઘોડો પાય છે, તેને પડખે તમો જશો નહિ, કેમકે તેની પડખે થઈને જે કોઈ ઘોડું નીકળે તેને તે ચાબખો મારે છે. પણ તે વાત ન ગણકારતાં કુવરને પડખે જઈને ઘોડો પાવા માંડ્યો. ત્યારે કુંવરે તેના ઘોડા ઉપર ચાબખો ઉગામ્યો, એટલે અદાજીએ શલારીમાથી બરછી કહાડી અને સામે ઉગામી અને કહ્યું કે તું મારા ઘોડાને ચાબખો મારીશ તો હું તને બરછી મારીશ. આ વેળાએ પૃથીરાજ પાસે કોઈ હથિયાર ન હતું, તેથી તે શહેરમાં પાછો ગયો, અને અદાજીનો ઊચાળો લૂંટવા સારૂ માણસ એકઠાં કરવા માંડ્યાં.

આ વાત ચંદ્રસિંહજીના જાણુવામાં આવી, ત્યારે તેણે પૃથીરાજને ક્હેવ-રાવ્યું કે અદાજિએ ઊચાળા લાવીને મારા ભરોંસાપર મારા ગામને પાદરે છોડ્યા છે, માટે તે ઊચાળા લૂંટાય નહિ; પણ પૃથીરાજે એ વાત માની નહિ, અને તે જ્યારે પોતાની પૂરેપૂરી તૈયારી કરી રહ્યો ત્યારે ઊચાળા લૂંટવાને નીક-ળ્યો. તે જાણીને ચંદ્રસિંહજી ઘોડે ચડીને અદાજીના ઊચાળા પાસે જઈને ઊતર્યો એ વાતની પૃથીરાજને જાણ થઈ, એટલે તેણે હલાં કરવાનો વિચાર માંડી વાળ્યો, અને રીસાઈને વઢવાણ જઈ રહ્યો, ત્યાં આગળથી આસપાસનો દેશ લૂટવા લાગ્યો.

કેટલાક દિવસ પછી તેની પાસે બે હજાર શિરબંધીનો જમાવ થયો. એવામા જૂનેગઢથી પાદશાહનો ખજાનો અમદાવાદ જતો હતો તેની ખબર પૃથીરાજને પડી, એટલે તેણે ખજાનાના ઊંટ લૂંટી લીધા. તે સમાચાર, મુસલમાની સરકારમા થવાથી પૃથીરાજનું માથું કાપી લાવ-નારને ઇનામ આપવાનું જાહેરનામુ ફેરવ્યું અને બે હજાર અશ્વારો સહિત એક જમાદાર તેના શોધ સારૂ મોકલ્યો. પૃથીરાજનાં માણસોનું જોર કેટલુ છે તે વાત જમાદારના જાણુવામાં આવી, ત્યારે તેણે તેની સાથે કપટકાર્ય રચવાનો નિશ્ચય કર્યો. તેણે વઢવાણ માણસ મોકલીને પૃથીરાજને ક્હેવરાવ્યુ કે અમે દેશની ખડણી ઉઘરાવવા સારૂ આવ્યા છિયે માટે તમે અમારી સાથે આવો. જમાદારે કુરાન ઉપાડી સોગન ખાધા કે—જો પૃથીરાજ મારી સાથે પ્રથમ દગો નહિ કરે તો હું—એમની સાથે કદિ દગો કરવાનો નથી. એટલે પૃથીરાજ તેને આવીને મળ્યો.

ત્યાં પ્હેલેથી ઠરાવ કરી રાખ્યો હતો તે પ્રમાણે તેઓએ ગિયાણી ગામ માર્યું અને અદાજીને ઠેર કર્યો. ત્યારે અદાજીની ઠકરાણીને સત ચડ્યુ અને પૃથીરાજ ભણી માણસ મોકલીને પોતાના સ્વામીનું માથુ તેણે મગાવ્યુ. કુવરે અદાજીનું માથુ કાપીને એક ઝાડે લટકાવ્યુ હતું. તેથી પૃથીરાજે બાઈને ક્હેવરાવ્યુ કે "તમે તમારી મેળે ઝાડ ઉપરથી માથું ઊતા-"રીને લઈ જાઓ તો આપુ" અદાજીની ઠકરાણી ત્યાં આવી, અને કાછડો વાળીને ઝાડ ઉપર ચડી, ત્યારે પૃથીરાજે અદાજીને મ્હેણું મારીને ક્હેવા માંડ્યુ કે, "છોકરા! તે મારા ઉપર બરછી ઉગામી હતી, ખરૂં! પણ હવે "જો તારી બાયડીને કેવી ઝાડે ચડતી કરી છે." સતી પૃથીરાજના આવા શબ્દ સાંભળીને તેના ઉપર ક્રોધાયમાન થઈ અને તેને શાપ દઈને કહ્યું કે, "હા તેં તો મને ઝાડે ચડતી કરી, પણ તારી ઓને તો તારૂં સ્નાન પણ

"કરવાનું રહેશે નહિ."[1] એવું સાંભળીને બીજા લોકોએ, તેમ જ સતિયે પૃથી-રાજને ઠપકો દીધો અને ત્યાર પછી તરત જ તેને પણ પોતાના કામનો પસ્તાવો થવા લાગ્યો, પણ એ તો પછી જમાદાર સાથે ખંડણી ઉઘરાવા નીકળી પડ્યો.

એ પ્રસંગે કોઈ વગડામાં મેલાણ કરવાનું ધારેલું ત્યાં, પૃથીરાજનાં માણસો આગળ જઈ પ્હોંચ્યાં, અને તે ઠેકાણે પાણીની ઘણી તંગાશ હતી તેથી ત્યાં આગળ એક કૂવો હતો તેના ઉપર તંબુ તાણી લીધો અને જણાવ્યું કે આટલામાં એક કૂવો નથી. આ પ્રમાણે તેઓને કૂવામાંથી પાણી મળવા લાગ્યું અને જમાદારના માણસોને તો ૭ માઈલને છેટેથી આણવું પડ્યું. પણ પછવાડેથી જમાદારને તે વિષેની ખબર થઈ ત્યારે તેણે કહ્યું કે "પૃથી-"રાજે મારી સાથે પ્હેલો દગો કર્યો તેથી મારા સોગન છૂટ્યા." પછી કપટ કરીને પૃથીરાજને તેણે પકડ્યો ને પોતાની સાથે લઈ ગયો. ત્યાર પછીથી તેનું શું થયું, તે દેશમાં કોઈ જાણતું નથી.

ઉપર પ્રમાણે બનવાથી પૃથીરાજનો બાપ મરણ પામ્યો ત્યારે તે, હાજર ન હતો તેથી તેનો ન્હાનો ભાઈ અમરસિંહ હુલવદની ગાદિયે બેઠો. પૃથીરાજને બે કુંવર હતા, તેમાં એક સુલ્તાનજી હતો. તેના વંશમાં વાંકા-નેરનો હાલનો રાજા વખતસિંહજી છે. બીજો કુંવર રાજોજી કરીને હતો તે વઢવાણની ગાદીનો પ્રથમ પુરુષ થયો. વીરમ દેવજીનો ભાઈ રાવ નારણદાસ હતો, તેના કુવર રાઠોડ શ્રી ઇશ્વરદાસજીની પુત્રી સોમકુંવર બાઈ વ્હેરે રાજોજી પરણ્યો હતો. ઈડરના રાવના ચરિત્રમાં જે બાઈ વિષે લખવામાં આવ્યું છે, તે બાઈ સો વશા આ હશે. એ બાઈ પોતાના સ્વામીની પછવાડે સન ૧૬૪૩ માં સતી થઈ. એ સતીનો પાળિયો જે શ્રી રાઠોડ માતાનો કહેવાય છે તે તેના લેખ ઉપરથી ઓળખાઈ આવે છે. દુખિયારી રાણક દેવીની દેરી પાસે એક દેરાની અંદર તેની મૂર્તિની સ્થાપના કરવામાં આવી છે. તે ઠેકાણે વારપર્વને દિવસે તેને રાણીના જેવો પરણતી વેળાનો પોશાક અને ઘરેણાં પ્હેરાવવામાં આવે છે અને તેના વંશવાળા તેની પૂજા કરે છે.

વઢવાણ આગળ સતિયોની દેરિયો છે તેમાં એક હાડી માતાનું દેરૂં કહેવાય છે. આ બાઈનું નામ બાઈ શ્રી દેવકુંવર હતું. તે અમરસિંહ નામના હાડા ઠાકોરની પુત્રી થતી હતી, અને તેના સ્વામીનું નામ મહારાણા શ્રી અર્જુનસિંહ હતું. તેની પછવાડે તે સન ૧૭૪૧ માં સતી થઈ હતી. તેના ઉપર અર્જુનસિંહ પછવાડે થનાર તેના પુત્ર મહારાણા શ્રી સબળસિંહે દેરૂં

---

[1] મતલબ કે, હું ક્યા અને ક્યારે મરી જઈશ તેની ખબર પણ તારી સ્રીને (રાંડ્યા પછી પણ) પડશે નહિ.

ચણાવ્યું હતું. એ પુત્ર હાડી રાણીના પેટનો ન હતો પણ તેની મા પરમાર વંશની શ્રી આચ્છુબા નામે હતી. હાડી માતાના દેરાની હારમાં મહારાણા શ્રી ચંદ્રસિંહની છત્રી છે. તે સન ૧૭૭૯ માં તેની પછવાડે થયલા તેના પુત્ર મહારાણા શ્રી પૃથીરાજે બંધાવી છે. તેની માતાનું નામ બાઈ શ્રી કુશળ-કુંવર હતું. તે પેથાપુરના વાઘેલા ઠાકોર શ્રી જોરાજીની પુત્રી થતી હતી. આવી થોડી ઘણી નિશાનિયો રહેલી છે તે ઉપરથી ઝાલા વંશની ઘણા વર્ષની સ્થિતિ વિષેની સૂચના આપણને મળે છે. એ વિના બીજો કાંઈ આધાર અમારી પાસે નથી.

છેલ્લા લખેલા વઢવાણના મહારાણા ચંદ્રસિંહજી વિષે નીચે પ્રમાણે ભાટની વાત છે:—

વઢવાણની પાસે મેમકા કરીને એક ગામ છે. ત્યાંનો લોહાણો ઝાલર-(વાલ)નો પોઠિયો ભરીને ભાલમાં રોઝકા ગામ ધંધુકાની પાસે છે ત્યાં વેચવા ગયો. રોઝકાના ચૂડાસમા ગરાસિયા મેપજીની એક દીકરી ઝાલા રજપૂત સાથે પરણાવી હતી તો પણ મેપજીને ઝાલા રજપૂતો સાથે કજિયો હતો. તેણે મશ્કરીમા લોહાણાને કહ્યુ કે "તારા ઝાલા શા ભાવે વેચાય છે?" લોહાણાએ ઉત્તર આપ્યુ કે, "સો ભાલિયે[1] એક ઝાલો." ચૂડાસમાએ એવું ઉત્તર સાંભળ્યુ તેથી તેને રીસ ચડી અને લોહાણાને માર મારી તેનો પોઠિયો ખુંચી લઈને ગામ બ્હાર કહાડી મૂક્યો. એટલે તેણે વઢવાણ જઈને પોતાના રાજા ચંદ્રસિંહજીને ફરિયાદ કરી. ચંદ્રસિંહજિયે પોઠિયાની તથા ઝાલરની કિંમત પૂછી લઈને તેને આપી, પણ રોઝકાવાળા પાસેથી વેર લેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.



શાહીબાગ-એક મસ્જીદની અગાસી ઉપરથી લીધેલું ચિત્ર

The Shahee Bagh From The Terrace of A Mosque

નદીની તીરે મેલાણુ કર્યું, અને તેઓની સાથે કેટલીક તોપો હતી માટે ચંદ્રસિંહજીનો રસ્તો રોકીને બેસવાનો નિશ્ચય કર્યો. એટલામાં તે ત્યાં આવી પ્હોંચ્યો અને તેણે તેઓની પાસે પોતાનો પડાવ કર્યો. તેને લાગ્યું કે હવે આપણાથી લૂંટનો સામાન લઈ જઈ શકાશે નહિ અને જો એક પણ ગાડું પછવાડે રહી જશે તો આપણી આબરૂ જશે. આ પ્રમાણે વિચાર કરીને તેણે તે સર્વ બાળી મૂક્યું. તેને નક્કી લાગ્યું હતું કે લડાઈ થશે તેમાં આપણે બચવાના નથી, તેથી રાત્રીના પાછલા પ્રહરે ઉઠી ન્હાહી ધોઈને કસુંબો પીધો તથા ગંગાજળ આરોગ્યું, અને તુલસીદલ તથા પરવાળું મોમાં નાંખ્યાં.

આમ મરવાને તે જ્યારે તૈયાર થયો ત્યારે, તેની ચાકરીમાં ગોરિમ્બો કરીને એક આરબ જમાદાર હતો તે તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "ઠાકોર! "જો તમે કહો તો હું મારા પાંચસેં મકરાણી લઈને એમની તોપો ઉપર જાઉં "અને તમે ફોજ સામે જાઓ, અથવા તમે તોપો ઉપર જાઓ તો હું ફોજ "સામે જાઉં." ચંદ્રસિંહને પ્હેલી સૂચના પસંદ પડી. તે ઘોડા ઉપરથી ઉતરી પડીને ઢાલ તરવાર સજીને પગપાળો ચાલ્યો. તે વેળા તેનો એક ઉમરાવ હતો તેણે પગપાળે નહિ જવાને બહુ સમજાવ્યો પણ દરબારે ઉત્તર આપ્યું કે, "હવે આપણે જીવવાની કાંઈ આશા રહી છે?" ત્યારે ઉમરાવ બોલ્યો કે, "હવે જીવવાની આશા તો પરમેશ્વરના હાથમાં છે. બાળરો કુળદેવ અને "શક્તિદેવી તમારૂં રક્ષણ કરશે! પણ જ્યારે તમારી પાસે ઘોડો છે ત્યારે 'પગપાળે લડવાની શી જરૂર છે?" આ પ્રમાણે કહીને ઘોડા ઉપર બેસવાને તેણે તેને સમજાવ્યો, અને તેની સાથે બાકીના પણ ઘોડે ચડીને શત્રુના ઉપર હુમલો કરવાને ચાલ્યા. અને ગોરિમ્બો જમાદાર પણ પોતાનું પાંચસેં માણસનું પાયદલ લઈને તોપો ઉપર સામો ચાલ્યો. તે જોઈને સામાવાળાએ નદીની સામી બાજુએ તોપો મૂકીને મારો ચલાવવા માંડ્યો, પણ તેઓ નદીમાં ઉતરી ગયા તેથી તેમના માથા ઉપર થઈને ગોળા ચાલી ગયા અને તોપોવાળા ઉપર હુમલો કર્યો એટલે તેઓ તોપો છોડી દઈને નાશી ગયા, તેથી જમાદારના હાથમાં તોપો આવી ગઈ. આણીમગ ચંદ્રસિંહજિયે હુરભમજીની ફોજ ઉપર હુમલો કર્યો એટલે તોપોવાળા નાશી ગયા જાણીને તેઓ પણ નિરાશ થઈ પાછા ફરીને નાઠા. હુરભમજી લિંબડી ન્હાશી ગયો. તેની પછવાડે ઠેઠ સુધી ચંદ્રસિંહજિયે દોડ કરીને તેના સુમારે પચાશ અશ્વારો મારી નાંખ્યા.

જ્યારે લડાઈ થઈ રહી, ત્યારે ગાયકવાડના સૂબા ભગવાનભાઈયે છડીદાર મોકલીને કહેવરાવ્યું કે તોપો ગાયકવાડ સરકારની છે. ચંદ્રસિંહજિયે કહ્યું કે એ વાત મારા જાણવામાં ન હતી માટે તમારે તમારી તોપો લઈ જવી અથવા હું મારી

મેળે તમારી પાસે મોકલાવી દઈશ. પછી મરાઠા અશ્વાર જઈને તોપો લઈ આવ્યા અને ભગવાનભાઈ વડોદરે પાછો ગયો અને ચન્દ્રસિંહજી વઢવાણ ગયો.

ચન્દ્રસિંહજી અને દુરલભજીના મરણ પછી લિંબડીનો ઠાકોર હરિસિંહજી, દુરલભજીનો પુત્ર થતો હતો તેણે ચન્દ્રસિંહજીના પુત્ર પથાભાઈ (પૃથીરાજ) ઉપર બાપનાં વારાના વેર ઉપરથી ચડાઈ કરી, અને વઢવાણ આવ્યો, ત્યારે તેની સાથે પાંચસેં અશ્વાર અને બસેં પાયદલ હતું. અશ્વારના લશ્કરની ત્રણ ટુકડિયો કરી હતી તેમાંથી એક ટુકડી વઢવાણથી ત્રણ ગાઉ ઉપર ખારીને કિનારે પડાવ કરીને પડી. અને બીજી બે કેરાલાના તલાવ તથા પાણિયા-વાળી તલાવડી આગળ ઉતરી. તેમાંથી પચીસ અશ્વારે વઢવાણ આવીને ગામના દરવાજા પાસે, એક ખેડુત જતો હતો તેને માર્યો તથા બીજું નુકશાન કર્યું એટલામાં પથાભાઈના ચૌદ અશ્વાર ચોકી કરવા ફરતા હતા તે આવી પ્હોંચ્યા, એટલે લિંબડીના અશ્વારો નાઠા તેઓની કેડે ચૌદ અશ્વાર થયા તે ખારી આગળ બીજા અશ્વાર હતા ત્યાં આવી પ્હોંચ્યા અને તેમની છાવણી ઉપર બધુકો ચલાવવા માંડી, અને પાંચ માણસોને મારી નાંખ્યાં, એટલે બાકીના દોડીને કેરાલાના તલાવ આગળ બીજી ટુકડી હતી ત્યાં જઈ પ્હોંચ્યા. વઢવાણવાળા ત્યાં સુધી પણ તેમની પછવાડે પડ્યા. રાજા પથા-ભાઈના સાંભળવામાં આવ્યું એટલે તે બસેં પાયદલ અને ત્રણસેં અશ્વાર લઈને તાબડતોબ આવ્યો અને કેરાલા આગળ દુશ્મન હતા તેઓને હરાવીને ન્હસાડ્યા. આ લડાઈમાં પરબડીના રામોભાઈ તથા લાખોભાઈ કરીને હરિ-સિંહજીના મામા હતા તે કામ આવ્યા. તેમની છત્રિયો આજે પણ તે ઠેકાણે જોવામાં આવે છે.

બીજી લડાઈ ખારી નદી ઉપર થઈ. તે વેળા હરિસિંહજી હાજર હતો. આ લડાઈમાં પેથાપુરવાળો શેરભાઈ વાઘેલો, પથાભાઈનો મામો થતો હતો, તેની ઘોડી શત્રુની ફોજ વચ્ચે થઈને પાર નીકળી ગઈ, તેની પછવાડે હરિસિંહજી પડ્યો, અને તેને ઠેર કરી નાંખ્યો. ત્યાર પછી બને બાજુની ફોજ વેરાઈ ગઈ.[1]

---

[1] નીચે આપેલા બે દસ્તાવેજો ઉપરથી ફોજ કેની ગોઠવણ થયેથી વેરાઈ તેનો ખુલાસો મળે છે પહેલો છે તે રણવી દસ્તાવેજ છે, તે મરાયલા માણસના વારસને નુકશાનના બદલામાં કરી આપેલો છે, અને બીજો, બ્હારવટિયાઓને તેમને ઘેર પાછા આવવાની આજ્ઞા મળવા ઉપરથી તેઓએ લખી આપેલો છે

૧

મહારાણા શ્રી હરભમજી જોગ લ. ઝાલા ગોપાળજી, તથા ઝાલા વીસાજી, તથા ઝાલા ભાવજી, તથા ઝાલા ભાઈજી, તથા ઝાલા અજાભાઈ, તથા ઝાલા સુજોજી, તથા

થોડાં વર્ષ પછી સંવત ૧૮૬૩(ઈ૦ સ૦ ૧૮૦૭)માં ઝાલાઓ પાછા ફરીને માંહોમાંહે લડી મુવા. વઢવાણ સંસ્થાનની સીમા ઉપર ખોડુ ગામ

ઝાલા રામસિંહજી, તથા ઝાલા રતનજી, તથા ઝાલા સંગરામજી, તથા ઝાલા રતનજી લાખાજી, અને બીજા ભાયાતો સમસ્તના રામ રામ વાંચજો. બીજું ભારેજડા ગામમાં ભાઈયો ભાઈયો વચ્ચે ઝગડો થયો, અને ઝાલા માલજી, તથા ઝાલા હમીરજિયે ઝાલા રામસિંહજીનું માથું કાપી નાખ્યું; એટલા માટે ચોરાશી ગામમાંથી (લિંબડીનાં) ઝાલા માલાજી, તથા ઝાલા હમીરજીને દેશવટો દીધો છે, અને ઝાલા માલાજી, તથા ઝાલા હમીરજીનો ગરાસ ભારેજડા અને ઝાલિયા ગામોમાં તેમના ભાગનો છે તે ઝાલા રામસિંહજીના માથા બદલે ઝાલા કશિયાને સૂર્ય, ચંદ્ર તપે ત્યાં સુધી અઘાટ આપ્યો છે. ઝાલા કશિયાને એ બે ગામની ઉપજ મળ્યાં જશે અને ગરાસ ભોગવશે. બીજું, ઝાલા માલાજી, તથા ઝાલા હમીરજીના વશના કોઈને ચોરાશી ગામોમા વસવા દેવામા આવશે નહિ. એવા માણસોને જે કોઈ રાખશે તે દરબારનો ગુનેહગાર થશે (અર્થાત–લિંબડીના મહારાણાનો) અને તેને દરબાર શિક્ષા કરશે તો તેની કોઈ ફરિયાદ કરી શકશે નહિ. અમે બધા આ કરાર પ્રમાણે ચાલીશું, અને તે બાબતના નીચે લખેલા જમાન છે,– ખોડાણાના રાણા વાસગ, તથા રાણા ભગા, તથા રાણા નારણ તથા રાણા ધના, તથા ગઢવી અજુદા ઉપર લખ્યા પ્રમાણે અમે ચાલીશું. સંવત ૧૮૩૩ (ઈ.સ ૧૭૭૭) માગસર શુદિ ૯ સોમવાર

| અત્ર મતું | તત્ર સાખ |
|---|---|
| ગોપાળજી વગેરે | શ્રી જગદીશ (એટલે સૂર્ય) |
| લ. ઝાલા સંગરામજી. | ઝાલા માલજી. |
| | ઝાલા મેઘાભાઈ. |
| | ઝાલા ચાંદાભાઈ. |
| | રાઠોડ કાંદા |
| | ગોલેતર, રાજાજી. |
| | દેસાઈ લલુભાઈ. |
| | લ ભવાનીદાસ ધણી બેહજુર લખ્યું છે. |

૨

નીચેનો લેખ અમે પાળીશું, જો ના પાળિયે તો વચ્ચે શ્રી ભીમનાથજી જમાન છે.

મહારાણા શ્રી હરિસિંહજી, જોગ લ. ઝાલા કેશરાયાજી રામસિંહ, તથા કેશાભાઈ કહેવાથી ભારેજડાના જત અમારે શા ન્હાનજી ડુંગરશીનું દેવું હતું, તેની સાનમાં ગામ ભારેજડા અમે તેને લખી આપ્યું હતું પાછળથી ન્હાનજી સાથે અમારે કજિયો થયો, એટલે ગામ છોડીને ઉમરાળે જઈ વસ્યા, અને ત્યાં રહીને દરબારને પજવણી કરવા લાગ્યા. તેના પસ્તાવાના બદલામાં અમે ભારેજડા ગામ દરબારશ્રીને શીત્તેર વર્ષ લગી સોંપિયે છિયે. તેટલાં વર્ષ પૂરાં થતાં સુધી દરબારે તે ભોગવવું, અને ત્યાર પછી, શા ન્હાનજીના દેવા માટે બે માણસ જેમ ઠરાવે તેમ અમે નીકાલ કરીશું. ઉપરના

છે, તેને ઘણો જૂનો કિલ્લો છે, તે સિદ્ધરાજે બંધાવેલો કહેવાય છે. ત્યાંથી ત્રણ ગાઉ ઉપર ધ્રાંગધ્રાના રાજનું ગૂર્જરવેદી ગામ છે. એ બને ઠેકાણે, વઢવાણ અને ધ્રાંગધ્રાનાં પોતપોતાને ગામ થાણાં રહેતાં હતાં. એક સમયે બકરી ઈદને દિવસે ગૂર્જરવેદીના થાણાના મુસલમાન સિપાઇયો ગામમાં ફર્યા પણ બકરી મળી નહિ એટલે ખોડુ ગયા. ત્યાંના ભરવાડ પાસેથી દોહોડ રૂપિયે બકરી ઠરાવીને લીધી, પણ મૂલ આપ્યા વિના જતા રહ્યા. ત્યારે ભરવાડે લિંબડીના થાણામાં ફરિયાદી કરી, એટલે થાણાવાળા, ગૂર્જરવેદિયો પાસે બકરૂં પાછું લેવા ગયા. ત્યારે ધ્રાંગધ્રાના સિપાઇયોએ મૂલ આપવા માંડ્યું, પણ તે નહિ લેતા બકરૂં પાછું લઇને ઘેર ચાલતા થયા. જ્યારે ધ્રાંગધ્રાના માણસો પોતાના રાજા પાસે હળવદ ગયા અને બનેલા સમાચાર તેને કહ્યા ત્યારે તે ક્રોધાયમાન થઈને બોલ્યો: "તમે તમારા તહે- "વારને દિવસે વેચાતી લીધેલી બકરી શા વાસ્તે પાછી આપી?" તેણે પછી વઢવાણ ઉપર ચડાઈ કરવાનો ઠરાવ કર્યો, અને કાનેર, વાંકાનેર, સાયલા

---

કરારથી દરમાગે અમને બોલાવીને ગામમા ઝુવાઈ સારૂ જમીન આપી છે તે અમે ખાઈશું અને હવે પછી કાંઈ દગો કરીશું નહિ. ઉપરના કરાર મુજબ અમે ચાલીશું તેની ખાત રીને માટે નીચેના જામીન આપિયે છિયે–ધોળકા (ધંધુકા) કસ્બાતિયો સૈયદ બુલાકી આઝમભાઈ, તથા શેખ સાહેબ, તથા પરબડીના ચૂડાસમા રામસિંહજી, એ સર્વ પોતપોતાની માલમિલકત સુદ્ધાંત જવાબદાર છે. સ ૧૮૫૩ (ઇ સ ૧૭૯૭) ભાદ્રપદ શુદિ ૨ શનિવાર

બીજું ઉપર લખેલા જામીનો નાકબૂલ થાય તો મેહેતા ભગવાનદાસ જમાન છે, વળી, ગઢવી દલા જીવણ તાપડિયા શાખાના, તથા ગઢવી જીવણ શાહુ ખભળાવના, તથા ગઢવી અજા અદા, પછમગામના દેથા શાખાના, તથા રાવળ દેવકરણવાળા પાનશીણા ગામના એ સર્વે પોત પોતાની માલમિલકત સુદ્ધાંત જવાબદાર છે

સાખ

ગઢવી દલા, ઉપર લખ્યુ તે સહી
ગઢવી અજા દેથા, ઉપર લખ્યું તે સહી



ગઢવી જીવણ શાહુ, ઉપર લખ્યુ તે સહી
રાવળ દેવકરણ વાલા, ઉપર લખ્યું તે સહી

શ્રી જગદીશ (સૂર્ય)
રઠોડ કાનદા
ઝાલા બાજીભાઈ ગેડી ગામના
વાઘેલા હઠીભાઈ ભવાનજી ગામ લીંલિયાના
શા પિતાંબર ભવાની
સોલકી કાકા જેતાશ
પટેલ સુલુ આશા
ગોહિલ હજુજી જેઠાજી ટોડરલાના
લખીતમ મયારામ, ધણી બેદજુર લખ્યું છે

અને ચૂડાના ઠાકોરોને તથા લિંબડીના હરિસિંહને મદદે બોલાવ્યા. તેમાં વાંકાનેરવાળો આવ્યો નહિ, ને બાકીના પોતાનું લશ્કર લઈને ચડાઈ કરવા સારૂ આવી મળ્યા. પછી હરિસિંહે વઢવાણવાળાને કહાવી મોકલ્યું કે "તમે "શરણ થાઓ, તમે હલવદ અને લિંબડી વચ્ચે જૂદાગરી ગણો છો? જો "તમે હનુમાન સાથે લડશો તો નક્કી હાર ખાઈ જશો. ડાહ્યો માણસ "યમને પોતાને બારણે બોલાવતો હશે? જે બનવાનું હતું તે બન્યું, પણ "હવે જો તમે હઠ પકડશો તો તમારા કિલ્લાનો નાશ થશે, અને ફિરંગિયોનું "લશ્કર આખા દેશમાં પથરાઈ જશે."[1] પણ વઢવાણના પથાભાઈયે તો સામા થવાને નક્કી કર્યું, અને ફોજ એકઠી કરીને એક વાર ધ્રાંગધ્રા અને બીજી વાર લિંમડીના ગામ વારા ફરતી લૂટીને તેનું પૂરૂ કરવા માંડયુ. જ્યારે હલવદના સાહાય્યકારી આવ્યા ત્યારે તેઓને તેણે એક દિવસ જમાડ્યા; ત્યાર પછી પોતપોતાની ગાંઠનુ ખર્ચ ખાવા લાગ્યા. પછી કેટલીક લડાઇયો થયા પછી પથાભાઈને વઢવાણના કિલ્લામા સતાઈ પેસવુ પડ્યુ, એટલે સામાવાળાએ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તોપ ચલાવીને રસ્તો પાડ્યો. એ વેળાએ ભાટ અને ચારણો વચ્ચે પડ્યા અને પચાત કરીને લડાઈ પતાવી.

આ પ્રમાણે ભાટની વાત છે, અને કર્નલ વોકર આ બનાવ બન્યા પછી તરત જ ઝાલાવાડમા ગયો હતો તે તેઓ વિષે નીચે પ્રમાણે લખે છે.–

"લિંમડી, વઢવાણ, અને ધ્રાંગધ્રાના ઠાકોરો વચ્ચે હવણાં લડાઈ

---

૧ જુઓ, કવિ જમાને રચેલુ 'અજીની લડાઇ'નુ ગીત, શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાનુ હસ્તલિખિત પુસ્તક અ ૩૫–૧–ચ –

हरि हदे फरमाण लख्यो, वळी भेज्यो वदवाण
हलवद ने गढ लिंबडी, जूदा पथा म जाण,
जूदा पथा म जाण, नवी नहि धारिये,
हडमत साथे बाथ, मरतां हारिये,
कर मांह बाधव प्रीत अजार कारणे
बुद्धि कोय जमराज तेडावे बारणे ?
वेधिया ज्यां नजीरो, दुजो जाशे दरग
फेलाशे फरगी घटा, चोफ़ाशे चतरंग
चोफ़ाशे चतरग, सवद्दया चालशे
होक दवाइया कईक, वाण हाल्शे
गोले मारी कोट, पियाले घालशां
हल्हलो हीलोक, नेमाला शालशां २ ७.

"થઈ એ પણ (દેશની નઠારી સ્થિતિનું) એક બીજું કારણ છે. આ
"લડાઈ થવાનો હસવા યોગ્ય પ્રસંગ એવો બન્યો કે, ધ્રાંગધ્રાના થાણાના
"માણસોએ એક ભરવાડ પાસેથી મૂલ્ય આપવાનું કરીને એક બકરું લીધું,
"પણ ભરવાડે જઈને ફરિયાદ કરી, એટલે વઢવાણના માણસોએ તેઓના
"ઉપર ચડીને, તેઓ બકરાનું માંસ પકાવતા હતા તે પાછું ખુંચાવી લીધું,
"એટલે ધ્રાંગધ્રાવાળાને વેરભાવ ઉપજ્યો; એક લડાઈમાંથી બીજી સળગી,
"લિંબડીનો ઠાકોર કજિયામાં સામેલ થયો અને વઢવાણનાં સાઠ ગામ
"કરતાં વધારે હતાં તેમાંથી માત્ર ચાર ગામ સિવાય બાકીનાં ગામ
"ઉજ્જડ થઈ ગયાં તથા વઢવાણનો કિલ્લો તુટ્યો ત્યાં સુધી તેનો છેડો
"આવ્યો નહિ. બીજા તાલુકાઓને પણ તેના પ્રમાણમાં નુકસાન થયું."

ભાટની કથા પ્રમાણે હુલવદના રાજને એક લાખ રૂપિયા ખર્ચ થયો, લિંબડીવાળાને પચાસ હજાર, અને ચૂડા તથા સાયલાવાળાઓને દશ દશ હજાર રૂપિયા થયા.

કાઠિયાવાડનાં મરાઠીની મુલકગીરીનાં પરગણામાં ઝાલવાડ પણ આવી હતી. તે સર્વનો ઠરાવ કર્નલ વોકરે કર્યો તે વેળાએ આખી ઝાલવાડ ઘણાં કારણોએ કરીને છેક હલકી દશામાં આવી ગઈ હતી. રાજાના વંશમાં જેટલા થયા હોય તેઓને ભાગ આપવાથી તેની મીલ્કતના ભાગ અને વિભાગ કરી નાંખવાની રીતિ એ જ કલહનું ખરેખરૂ મૂળ હતું અને તે એકલું ઝાલવાડમાં જ હતું એમ ન હતું. વડીલ શાખાવાળા ન્હાની શાખાવાળાઓને તેઓનો ભાગ નહિ આપવા સારૂ જોર કરે અથવા કપટ કરે અને પોતાનો મુલક વ્હેંચાઈ જાય નહિ તે માટે પ્રયત્ન કરે, તેથી રજપૂતોનાં કુટુંબોમાં નિરંતર શત્રુવટ ચાલી જતી હતી, તેમ જ બ્હાર ખાતેનાં સંકટ દેશના ઉપર ઓછાં દુઃખદાયક ન હતાં. કાઠિ, જટ, મિયાણા[1] અને બીજા લૂંટારૂ લોકો, આ દેશનાં થોડાં અને અતિ દુઃખિત ગામડાંનાં લોકોને નિરંતર ત્રાસ ઉપજાવતા હતા. ઝાડપાનની છેક ખોટ પડી ગઈ હતી, તે

---

[1] સિંધિ જાતિના મિયાણા કરીને લડાયક લોક માળિયામાં ઘણા રહે છે તેઓ કેવા હતા, તે નીચેની વાત ઉપરથી જણાઈ આવે છે.—

એક દિવસે ગાયકવાડનો એક આરબ સિપાઈ નિમાજ પડતો હતો, ત્યાં આગળ થઈને જતા એક મિયાણાએ તેને પૂછ્યું કે આ પ્રમાણે તું માથું નમાવે છે તે એવડો કોનાથી ડરી ગયો છે? આરબે જરા ક્રોધાયમાન થઈને ઉત્તર આપ્યું, કે હું અલ્લા વિના કોઈનો ડર રાખતો નથી તે ઉપરથી મિયાણાએ કહ્યું કે અરે ત્યારે, તું અમારી સાથે માળિયે ચાલ; અમે ત્યાં અલ્લાથી પણ ડરતા નથી

ઉપરથી ખેતીવાડીની દુર્દશા વધારે જણાઈ આવતી હતી. ઝાલાવાડના ઘણાખરા ભાગના ખેડુતો હથિયાર સજીને પોતાનાં ખેતરનાં રખોપાં કરતા હતા, અને પ્રત્યેક ગામમાં, કોઈ ઊંચા ઝાડ ઉપર અથવા ઊંચી જગ્યાએ માળા બાંધીને ચોકીની જગ્યા કરી રાખવામાં આવી હતી, ત્યાં આગળથી ત્રાસદાયક લૂંટારા અશ્વારો જોવામાં આવતા તેની તરત જ ખબર આપવામાં આવતી, એટલે, ઢોર, વાવરવા જેટલાં વાસણ, અને હળ એટલી મતા દરેક ગામડિયા પાસે હોય તેમાંથી ટોરને નહસાડી મૂકીને જ્યા તેનું જેવું તેવુ રક્ષણ થઈ શકે એવે ગામડે પ્હોચાડતા. તેવામાં જો લૂટારાને હાથ આવી જાય તો રણમાં થઈને કચ્છમાં અથવા ચોરવાડમાં વેચી દેવામાં આવે, તેમ જ જરૂરિયાતની ઘણીખરી ફ્લક્રૂપતાથી સ્વાભાવિક રીતે ભરચક થયેલો દેશ, પેશ્વા, ગાયકવાડ, અને જૂનાગઢના નવાબની વાર્ષિક મુલ્કગિરીની ચડાઇયોને લીધે વળી વિશેષ ઉજ્જડ અને વસ્તી વિનાનો થઈ જતો હતો. જ્યારે મરાઠા સૂબેદાર ઝાલવાડમાં થઇને ચડાઇયો કરતા પસાર થતા હતા ત્યારે કોઈ કોઈ વાર બળતણની એટલી બધી તંગી પડતી કે લશ્કરને તે તંગી પૂરી પાડવા સારૂ ત્યાંના ભોમિયા ઠાકોરને એક ગામ ઉજ્જડ કરી દેવાની જરૂર પડતી કે તેના કાઠથી લશ્કરનુ કામ ચાલે. આ ઉપરથી તે દેશ કેટલો બધો ઉજ્જડ હશે તે ખરેખરી રીતે જણાઈ આવે છે. તેમાં વળી, આગળ લખવા પ્રમાણે, જે વેળાએ ઝાલા ગરાસિયાઓ માંહોમાહે લડી મૂવા, અને જે વેળાએ મલ્હારરાવ નડિયાદમાંથી છૂટીને દેશમાં પેઠો, અને તેથી લડાઇનો હંગામ મચ્યો, તથા બાબાજિયે ચડેલી ખંડણી વસુલ કરી લેવા માંડી, તે વેળાએ ઝાલાવાડને માથે વિશેષ દુઃખ આવી પડ્યું હતુ.

ઝાલાવાડમાં ઘણાં સંસ્થાન બંધાઈ ગયા છે, તેઓમાં મુખ્ય, હળવદ અથવા ધ્રાંગધ્રા, લિંબડી, વઢવાણ, વાંકાનેર, ચૂડા, લખતર અને સાયલા છે, તેઓની ઉત્પત્તિ વિષે આગળ લખાઈ ગયુ છે. ધ્રાંગધ્રાના રાજાને કુળની મોટપનું માન હજી લગણ આપવામાં આવે છે. દરબારી પ્રસંગને સમયે તેઓને પ્રથમ માન આપવામાં આવે છે અને હરપાલના વંશના બીજા તાલુકદારોમા સર્વના કરતાં ઊંચી ગાદી ઉપર તે બિરાજે છે. આ તાલુકદારનો કારભાર ઠીક ચાલતો ન હતો, અને તેના અયોગ્ય કારભારિયે મુલ્ક લૂંટી લીધો હતો. પણ તે હવે કામથી દૂર થઈ જતો રહ્યો છે. બીજા ઝાલા તાલુકદારોનાં સસ્થાન એ કરતાં વધારે સારી સ્થિતિમાં ન હતાં, તેમાં મુખ્યત્વે કરીને ચૂડા અને લખતર મરાઠાઓની સત્તા નીચે

કેટલીક વાર સુધી પડતી દશામાં આવી પડ્યાં હતાં. લખતરના દરબારના કારભારી હીરજી ખવાસે દરબારને પૈસા ધીર્યા હતા, અને સસ્થાન ઉપર તેની સંપૂર્ણ સત્તા ચાલતી હતી તેથી તેણે કિલ્લો બાંધી લેવાની તૈયારી કરી, અને પોતાની સત્તા બેસારી દેવાનો મનસૂબો કર્યો તે ઉપરથી દરબારની એક કુવરી ગેનાબાઈ મહારાજા ગોવિંદરાવ ગાયકવાડની વિધવા હતી, તેનો તેણે આશ્રય લીધો. વડોદરા સરકારે વચ્ચે પડીને હીરજી ખવાસનું દેવુ આપી દીધું; પણ ગાયકવાડી કારભારિયોને પોતાનુ નાણું વસુલ કરી લેવાનું હતું તેથી તેઓને લખતરના સસ્થાનનો વહિવટ હાથમા લઈ લેવાની અગત્ય પડી, માટે દરબારના ખર્ચ સારૂ ભાગ ઇલાયદો કહાડીને તેઓએ પોતાના કબ્જામાં વહિવટ લઈ લીધો.



## પ્રકરણ ૭

## ધોલેરાના ચૂડાસમા ગોહિલ

અમે આગળ સૂચવ્યું છે તે પ્રમાણે, ગિરનારના અસલી અને રાજવશી કુળમા ઉત્પન્ન થયેલા જેઓ ગણાતા હતા તેઓના આશ્રય નીચે, સોરઠના દ્વીપકલ્પમાં બ્રિટિશની પ્રથમ સ્થાપના થઈ. સોરઠના એક રાવનો ન્હાનો કુમાર ભાણુજી કરીને હતો તેને પોતા ના ભાગમા ચાર ચોરાશિયો અથવા ચોરાશી ચોરાશી ગામનાં ચાર પરગણા મળેલા કહેવાય છે, તે માહેલુ એક ધંધુકા પરગણું તેના કુમાર રાયસલજીને વારસામા મળ્યુ. તે રાયસલજીનો ચોથો કુમાર મેહેરજી હતો તેના વશમાંથી થયેલા ચૂડાસમા ગરાસિયા રાયસલજીના તાબામાં, આનદરાવ ગાયકવાડના સમયમા, ધોલેરા, રાહતલાવ બદર, ભાંગડ, ભીમતલાવ, ગુમા, અને સૈમેનાવનાં ગામ થઈને આસરે એક લાખ વિઘાની જગ્યા હતી, અથવા તો તેટલા ઉપર તેણે પોતાનો દાવો કર્યો હતો. પણ એ ગામો માહેલા ત્રણ તો વગર વસ્તીનાં હતા.

અમદાવાદના સૂબાની અને મરાઠાની વચ્ચે દેશ વ્હેંચાઈ ગયો ત્યારે ધધુકા પરગણું કતાજી ભાણ્ડેના હાથમા આવી ગયુ તે તેને પોતાની ઇનાયદી જાગીર ગણીને પછી રાખી રહ્યો, પણ દામાજી ગાયકવાડે તેની પાસેથી તે લઈ લીધુ, અને જ્યારે દામાજીને પેશ્વાને તાબે થવુ પડ્યુ, ત્યારે તે પૂના સરકારના હાથમા ગયુ મરાઠા સરકારના રાજ્ય નીચે દેશની થાળે પડેલી સ્થિતિ નહિ હોવાને લીધે, અને રાજકર્તાઓને નિરતર અહિં તહિંથી પૈસા સબધી ફાંફા મારવાની વેળા આવવાને લીધે, કુમાવિસદાર અથવા

પરગણાના ઈજારદારોને એવી સરતના ઠરાવ કરવાની અગત્ય પડતી કે ઘણો જુલમ કરીને વસુલ કર્યા વિના તેઓનાથી પોતાની બોલી પાળી શકાતી ન હતી. તેઓને સ્વાધીન જે મુલ્ક હતો તેમાં આસપાસના સંસ્થાનોવાળા લૂંટફાટ કરતા એટલું જ નહિ, પણ ગમે તે લૂંટારો, પચાશ કે સો માણસ એકઠાં કરીને લૂંટફાટ કરવાને શકિતમાન્ થતો. તેથી ગામડાંની ખરાબી થઈ ગઈ હતી, અને તેઓમાંથી ઘણાંખરાં તો બિલકુલ ઉજ્જડ થઈ ગયાં હતાં. ઘણાખરા ન્હાના જાગીરદારોના મનમાં એવી ઇચ્છા હતી કે, કોઈ વધારે બળવાન્ સરકારની ઓથ મેળવીને પોતાની જાગીર તેના રક્ષણ નીચે કરી દેવી કે તેથી કરીને આસપાસના સંસ્થાનવાળા-ઓ તેમાંથી દબાવી પડતા અટકે, તથા જે વેળાએ દેશ વધારે સારી સ્થિતિમાં હતો તે વેળાએ મોગલ પાદશાહોને જે ખંડણી આપવાને ઠરાવ કર્યો હતો તે કરતાં તેમની પાસેથી વધારે ખંડણી લેવામાં આવે નહિ. આ વિચારને અનુસરતી સત્તા ધારણ કરનાર, ગરાસિયાઓની નજરમાં, બ્રિટિશ સરકાર યોગ્ય છે એમ તેમને લાગ્યું તેથી તેનો આશ્રય તેઓએ માગ્યો.

મિસ્તર ડંકને તા૰ ૧૧ મી જુલાઈ સન ૧૮૦૨ માં ખંભાત મુકા-મથી ગવર્નર જનરલને કાગળ લખ્યો, તેમાં તેણે લખ્યું કે, “અહિંથી દક્ષિણ “દિશામાં વીશ માઈલ ઉપર રાહતલાવ અથવા ધોલેરા કરીને એક બંદર “છે, તેના માલીક માનાભાઈ ગોડભાઈ, રાયસલજી સતાજી, અને તેઓના “બીજા ભાયાતો છે, તે આજે ચાર વર્ષથી મને આગ્રહથી કહે કહે કરતા “હતા કે, અમારા ગામની ઉપજમાંથી ખર્ચ જતાં અર્ધો ભાગ આપવાનું “કબૂલ કરીને અમારૂં બંદર તમારે સ્વાધીન કરી લ્યો. ગૂજરાતના “દ્વીપકલ્પ સાથે આપણો વ્યાપારસંબંધ સુધારવાની અને છેવટે રાજકીય સંબંધ “વધારવાની ધારણા ઉપરથી આ પ્રમાણેનું તેઓનું માગવું મેં માન્ય રાખ્યું “છે. આવી રીતે કરવાનું કારણ તેઓને એમ ઉત્પન્ન થયું છે કે, તેમની “આજુબાજુના તાલુકદારો તેમના ગામમાં લૂંટફાટ કરે છે, તેનો અટકાવ “થાય તથા બીજું એક મુખ્ય કારણ એ છે કે, ધોલેરા કરતાં ભાવનગર-“નું બંદર ઓછું સવળ પડે એવું છે, માટે ભાવનગરનો ઠાકોર એ સરસ “બંદર દબાવી પડીને, તેની આબાદાની થતી અટકાવી પોતાનું બંદર ચડિયાતું “રાખવાને ઇચ્છે છે. આપણે તેમ થવા દેવું નહિ જોઈએ. આવી પોતાની મતલબ “પાર પાડવા સારૂ કેટલાક ગરાસિયાઓ સાથે ઠાકોર સંતલસ કરીને તેઓના “ભાગ લઈ લેવાની યુક્તિમાં ફરે છે, અને તેમનામાંનો એક ન્હાનો ભાગિયો “હાલોજી કરીને છે, તેણે તો પોતાનો ભાગ ક્યારનોય લખી આપ્યો છે.

"પણ તે ભાગ (ધોલેરાની ઉપજનો સેંકડે ૧૧ મા ભાગ કરતાં કાંઈ વધારે
"થતો નથી) સર્વ ગરાસિયાઓના સામટા સ્વાર્થનો આપણી સાથે જે એકંદર
"ઠરાવ થયો છે તે રદ કરી શકવા જેટલો થતો નથી, કેમકે પ્રમાણમાં તે
"છેક ન્હાનો છે, તેમ જ વળી, એક ભાઈ મજિયારી મિલકત લખી આપે
"તે રીતસર કહેવાય નહિ, તેમ જ આપણો દાવો દબાવી દેવા સારૂ ઠાકોરે
"આવો દમ વિનાનો પ્રયત્ન પછવાડેથી કરવા માંડ્યો છે; અને સર્વ ગરાસિ-
"યાઓએ એકઠા મળીને આપણી સાથે ઠરાવ કરવાને પ્રથમ દરખાસ્ત કરી
"તે ઉપરથી જ એ પ્રયત્ન તેણે ચલાવવા માંડ્યો છે એમ વગર અંદેશે
"અને વાજબી રીતે વિચારમાં આવી જાય એવું છે. આ ગરાસિયાઓનો
"ગરાસ ધંધુકા પરગણામાં આવેલો છે, અને તેના ઉપર પેશ્વાની ખંડણી
"લાગુ છે. તો પણ, ગરાસિયાઓની માંહોમાંહેની વ્યવસ્થાની વચ્ચે પડવાને
"પેશ્વા માથું ઘાલતો જોવામાં આવતો નથી, ભાવનગરનો ઠાકોર ધોલેરા
"લઈ લેવાને હવણાં પ્રયત્ન કરે છે, તથા જે ઠરાવની રૂઇયે તેનો ન્હાનો
"ભાગ ઠાકોરને સ્વાધીન ખરેખરો કરવામાં આવ્યો છે તે ઉપરથી પણ
"એ વાત પૂરેપૂરી જણાઈ આવે છે."

રાયસલજી અને માનાભાઇયે જે રસ્તો કહાડ્યો તે પ્રમાણે ધોળકા અને ધંધુકા પરગણાનાં ગામોના ઘણા એક માલીકો અને દાવાદારોએ તે રસ્તો પકડ્યો, અને સર મિગુઅલડી સૌઝાની મારફતે અરજિયો કરી, તેમાં તેણે ઉલટથી આશ્રય આપ્યો. પણ આ પ્રમાણે બ્રિટિશ સરકારને જે ગામડાં આપવાની દરખાસ્ત કરવામાં આવી તે વીશ વર્ષ અથવા તે કરતાં પણ વધારે મુદતથી ભાવનગરના રાવળ, અને લિંબડીના ઠાકોર તેમ જ બીજા ઠાકોરોના કબજામાં હતાં તેથી, આ પ્રમાણે દાવાદાર લોકો નવા ઉઠવાથી તેઓનો દાવો ખડુ જૂનો થઈ ગયેલો ગણીને કર્નલ વૉકર સામો થયો, તેથી ગામડાં લેવાની દરખાસ્ત બ્હાલ રહી નહિ. તેણે લખ્યું કે "કંપની સરકારને જે ગામડાંઓની જગ્યાઓ ઉદારતાભરેલી રીતે આપ-
"વાને જે દાવાદાર ગરાસિયા ઉભા થયા છે તેઓના હક્ક પત્તા વિનાના,
"દોદળા, અને તકરારી છે; તે સાથે વળી, તે જગ્યાઓ કયાં છે તેની
"નિશાનિયો પણ ભાગ્યે જ રૂહેલી છે. વળી, તેઓની સરત એવી છે કે
"જે ઉજ્જડ જમીન ખેડીને સારી સ્થિતિમાં આણેલી છે તેના હાલના
"કબજેદારોને ખશેડીને ગરાસિયાના ફાયદાને માટે ગામ ફરીને વસાવવાં અને
"તેની અર્ધી ઉપજ માત્ર કંપનીનાંજ સાધનથી તેઓને બાંધી આપવી એવી
"તેઓ શરતો કરે છે.*** કાઠિયાવાડમાં આપણા રાજકીય વિચાર અમ-

"લમાં લાવતાં જનકલ્યાણ ઉપર મુખ્યત્વે કરીને આપણે ધ્યાન પ્હોંચાડ-
"વાનું છે. અને માંહોમાંહે ગરાસિયા લડી મરે, અને વૈરભાવ રાખે તેનો
"લાભ લેવાને બદલે તેઓનું સમાધાન કરાવી આપવામાં કંપની સરકારને
"લાભ, પ્રતિષ્ઠા, અને માન છે."

સોરઠના દ્વીપકલ્પના કિનારા ઉપર બ્રિટિશ સરકારના હાથમાં નવી જગ્યાઓ આવી તેની છેક પાસેના તેઓના પડોશી ગોહિલ હતા તેઓના કારભાર વિષે વિષય અમે ફરીને પાછો ચલાવિયે છિયે.

ગોહિલોનો દસોંદી બારોટ કહે છે કે[૧] પાદશાહનું રાજ્ય શાહુ રાજાના

---

૧ રૂપક છપ્પા

શક્કા શાહકા ફરક્કા હુઆ શાહ હુવા ગજ શક્કા,
લગશા હલકા લગે આરબાંકા લાર.
લગે ભક્કા પુબંકા અડીને બદ્રકા લગે,
દુણા ટકા લેવે એસા પકા સુબેદાર. ૧
એહ ફરી ફરી આયા કમાયા મલક ગરી,
બાણી સભા આવી કરી હાજરી બખત.
ગદ્રવાં સંગીત ગીત કોઈ ભાત વાતા ગાતા,
તાતા થેઈ થેઈ રાજે પીરો તખત. ૨
શવાઝ્ઝી ઘોડી બાબા કાંક તોડી બોલા શાહ,
દલીકા મરોડી તોડી લીયાને સંદેશ.
હાથ જોડી દેશપતિ કોણ દેશ પેશ હુઆ,
તુઆ કોણ દેશ પેશ દેશકા નરેશ. ૩
લડી આઠ કાઠ લગે રાજરે નીમ બેલિયા,
પાટ કીયા ભાઠ રાજ નાટ રાજ પેશ.
નરાં તરાં ઠાઠ બધે તોય ઠાઠ આપે નાવે,
દરંગા તોપાકા ઠાઠ હે સોરઠ દેશ. ૪
પીર પઠા સુબેદાર બઠા દઠા કઠા પીશા,
તઠા લખા પદા કીયા તડાહી તાગીર.
આઠા જો સોરઠા જિતી આવતો સોરઠ આપુ,
જઠા તઠા નગ્ર ઠકા તઠાં હી જાગીર. ૫
ચઢાયા સુગટા પટા ઝટા પટ્ટા ચડે શેન,
વંશ ખડા સોઈ ઘટા બેખટા વસાત.
વસ્તા રસ્તા શહેર સોઇ જાવે ઉપસતા,
રસતા ખસતા આયા છાયા ગુજરાત. ૬
બાડા રાઘે ખાના લહી દલીકા અસલી જાદા,
ખાગાં ઝલી આયા ભલે મુગલી ખધાર;

હાથમાં આવ્યું; ત્યારે આરબોનું ટોળું એના ભેગું ભળી ગયું; તેથી તેણે મક્કા સુધી પોતાનું રાજ્ય વધાર્યું, અને પૂર્વમાં ભદ્રિકા સુધી પ્હોંચ્યું, તેના સૂબે-

---

મહી વટી રત ચાલી રૂસ્તમ અથી માર,
હયે લાર બાર જુમલે એંસી હજાર. ૭
કોવ પામી જમીદાર શીશ નામી એમ કહે,
કેઈ સામી નરે કોઉ સલામી ગામ ઠામ,
દાવો કોણુ બાધે અડે હમારો ગરીબ દાવો,
નમાવો ભાવો તો પાવી સતારે ઇનામા. ૮
આયો ડેરા દેતા દેતા દેરા કરે ફરી આયા,
શીશકુ નમાયા ભાયા થે હો મેરા શામ,
કોટ ખીયા ખેચ લીયા પેશ બીયા કીયા કેક,
કડે રોષ ધરી કીયા કોસ દો મકામ ૯
પડે કુએ બાવા પાતી મડે ન્યબી ભાવા પાસ,
શીહોરમ કોટ છડું તો શમુન સોગન,
મડુમા મભાત ઝડા ઠડુ શેહેર ચાર મેર,
મેરે તેરે ચાર પહોર ચલકા મગન ૧૦
ચીડી દીકી ધીકી તાંતો ઝાઝકોન ત્રિઠી ચઢી,
પડા પીડી દાખ મારા વછી ઠીકા પાપ
એર ગયો પરિતડો તણે ઠકા આગે કહે ખડો,
બાટ બડો લડો કોટ ચડો મારા બાપ. ૧૧
નોબતા નિશાન ગડે ચડે ફોજ ખડે નોર,
નેડા અડે આયા અડે શીહોર નરદ
ભણેણે માક બાણુ ઠણેણે ઉગતે ભાણ
જણેણે નાગા ડાગાળા ધણેણે ગરદ ૧૨
દોબળા ધુઆંકા ગોટ તાકી ઓટ દઈ કોટ,
ચલાવે કટકા મોટ આમ સામી ચોટ,
લગે નાઠી ચોટ લડે ઘોડ જાતા કોટ લાખા,
લગે ચોટ ઘોટ પોટ જ્યું ખબુત ઘોટ ૧૩
કડકે કડકે કેક બીયા સીસ ધુક ફેકે,
ન ધ્રૂજદી રહી મહા ઝડ કને દાન,
રદે ન થડકી બેહા ભાવસિંહ રતનાણી,
મરેડા કડકે બેડા બડકે મેદાન ૧૪
કાય ઈ હેરાન મબે કાનમા દિવાન કીયો,
સામન આપકા રીયો રે નહીં સામાન
કાય ઉ ગુમાન કરે મેર કહ્યો માન કહા,
માન આપો નહીં માર લાગો આસ્માન ૧૫

દાર એવા સત્તાવાન્ થયા કે તેઓએ બમણી ખંડણી લેવા માંડી. અને દેશ તાબે કરી લઈને તેઓ તેની પાસે પાછા આવ્યા. તે વેળાએ સર્વેને બોલાવ્યા, રાજસભા ભરાઈ, અને ગાંધર્વ ગાયન કરવા લાગ્યા તથા વાર્તાઓ કહેવા માંડી; નૃત્ય થઈ રહ્યાં; રાજા ગાદિયે બિરાજમાન થયો. શાહુએ શિવાજીને કહ્યું:—"આપણે દિલ્હી તોડીને વિશાળ પ્રદેશ લીધો. હવે કિયા કિયા દેશ આપણે "જિતી લીધા છે અને કિયા કિયા જિતવાના બાકી છે?" ત્યારે શિવાજી બોલ્યો:— "તમારૂં લુણ ખાઈને મેં ઘણા દેશ લીધા છે, ભારી રાજાને જિત્યો છે, પણ "સૌરાષ્ટ્ર એવો દેશ છે કે, તેમાં ઘણાં માણસો છે અને તોપોવાળા ગઢ છે, એ દેશ જિતાયો નથી." શાહુએ કંતાજી અને પીલાજી એ બે સરદારોને સરખેસરખા જોઈને એક લાખ વર્ષનો પટો તેમને આપ્યો અને કહ્યું: "જો "સોરઠ તમારાથી જિતાય તો હું તમને આપું છું; અને ત્યાં જે જે શહર હશે "તે સર્વે તમને જાગીરમાં આપીશ." એમ કહીને તેઓને રાજપદ આપીને શીરપાવ કર્યો, સેના તાબડતોબ ચાલવા માંડી; તે વસ્તીવાળી જગ્યાઓ ઉજ્જડ કરતી આગળ જઈ પ્હોંચી, અને ગૂજરાત આવીને તેનો કબ્જો કરી લીધો. દિલ્હીના સરદારો લડવાની સામગ્રી લઈને તેઓને મળ્યા. મોગલાઈ તરવારો તેઓએ ખેંચી. રૂસ્તમઅલ્લી એંશી હજાર ફોજ લઈને આવ્યો હતો તે આ લડાઈમાં પડ્યો. જમીદાર માથાં નમાવીને કહેવા લાગ્યા:—"તમે અમારા ધણી છો; દરેક ગામમાંથી તમને સલામી મળશે; "અમે ગરીબ છિયે, તમારી સાથે તે કોણ લડનાર છે! પણ તમે ભાવને "જિતી લેશો તો સતારામાં તમને ઈનામ મળશે. ભાવે અમને બહુ પીડા "કરી તેથી અમે તેને માથું નમાવીને કહ્યું કે, 'તમે અમારા ધણી છો.

---

શુદ્ધી હુ કરે ગીયા કઠા તો ઠાઠદ ગીયા,<br>
કુચ કીયા ડેરા પાડિ ઉપાડે મકામ;<br>
ગીયા નાટી ઘરે ફરે જાતા જાતા મરે ગીયા,<br>
રાન ધરે નકે ગીયા અસા ગીયા રામ. ૧૬

ફરે સાબ આઈ શાહ રાવતાં બોલાયા ફરિ,<br>
અરે સબે ઘર આયા કબાયા આલમ;<br>
પીલા કઠા નાઠા ફરે, અડે કડે ફતા પાયા,<br>
મતા પાયા ખતા પાયા ન પાયા માવમ ૧૭

ફેર રાવ તાણ કાવે નાવકા નીયાન ફાવે,<br>
જાવે જાવે સોઈ જાવે કબુ આવે જોય;<br>
સુગો હતો લાવે જે તો છોરવાકો છોર ચાવે,<br>
ભાવકુળ લેવા જાવે, ન આવે બવોય. ૧૮

"તેણે ઘણા ગઢ લઈ લીધા છે" કંતાજિયે જ્યારે આવા શબ્દો સાંભળ્યા ત્યારે તેને હાડોહાડ લાગી ગઈ, તેથી તે આવ્યો અને સિહોરથી બે કોસને છેટે તંબુ તાણવા અને એક બ્રાહ્મણને બોલાવીને ભાવના ઉપર કાગળ લખી મોકલ્યો, તેમાં લખ્યું કે, "સિહોરનો ગઢ આપી દ્યો, નહિ તો શંભુના તમને "સમ છે. સવાર થતામાં તમારા શહરની આસપાસ મારા વાવટા ફરકા"વવામાં આવશે. હું રાત્રિના ચાર પ્રહર તમને આપું છું." ભાવસિંહ તેની લખેલી પત્રિકા વાંચીને કોપાયમાન થયો. તેણે બ્રાહ્મણને કહ્યું કે, "તું મને "પીઠ બતાવ કે તને મારી નાખવાનું પાપ મારે માથે બેસે નહિ." બ્રાહ્મણ જતો રહ્યો અને તેણે કંતાજીને કહ્યું કે, "સવારમાં તમે નિકળો અને "એની સાથે લડો."

નોબતો ગડગડી, સેના ચાલી, અને સિહોરમાં જ્યાં મનુષ્યોનો ઇંદ્ર (નરેન્દ્ર) બિરાજ્યો હતો ત્યાં કંતાજી આવી પ્હોંચ્યો. કોકબાણ ઉડવા લાગ્યાં, તોપોના ગોળા રમકારા લેવા લાગ્યા, અને ડુંગરા ગાજી ઉઠવા માંડ્યા. બન્ને બાજુએથી ગોળા ચાલ્યા. કિલ્લામાં વસનારાઓને તેઓનાથી કાંઈ હરકત થઈ નહિ, પણ હલ્લો કરનારાઓને કબૂતરની પેઠે વિખેરી નાખ્યા, જે બ્હાર હતા તેમાંથી ઘણા પડ્યા, અને ધૂળ ખાવા લાગ્યા. કિલ્લામાં રૂહેનારા ડર્યા વિના રહ્યા. રતનસિંહનો પુત્ર ભાવસિંહ જરા પણ ડર્યો નહિ. મરાઠા થાકી ગયા. દિવાન બોલ્યો:–"તમે તમારી મેળે દુખી શું કરવાને થાઓ છો! "આપણું દારૂખાનું અને ફોજ બહુ ઓછી રૂહી છે. મારી સલાહ સાંભળો. "આકાશ જેવડો ઉંચો મેરૂ આપણા હાથમાં આવ્યો નથી." આ પ્રમાણે કહીને તેઓ પોતાના તંબુ ઉપડાવી ચાલતા થયા. કંતાજી ઘેર પાછો ગયો નહિ. તે રસ્તામાં મરણ પામ્યો. તે પોતાના રાજાને ત્યાં ગયો નહિ. પણ તે યમને ઘેર ગયો.

બીજું વર્ષ આવ્યું. ત્યારે શાહુએ વળી પાછા પોતાના રાવતોને એકઠા કર્યા. અને બોલ્યોઃ "દેશ જિતીને તમે સર્વ આવ્યા! પીલાજી "અને કંતાજી કહિં હાર્યા છે કે શું? જે તે જાને પાછા આવ્યા નથી! "એમની શી વલે થઈ છે!" ત્યારે રાવતો બોલ્યા.–"જે કોઈ જાવે જાય "તે તેનાં છોકરાંનાં છોકરાંને ચાલે એટલું દ્રવ્ય લઈને પાછો આવે, પણ જે "ભાવની સાથે લડવા જાય તે કદિ પાછો આવે નહિ."[1]

---

[1] ગૂજરાતમાં એક ક્હેવત ચાલે છે કે —

"જે જાય જાવે, તે કદિ ન આવે,
ને તે આવે તો તેનાં પરિયાંના પરિયા ચાવે" ર. ઉ.

આગળ લખવામાં આવ્યું છે તે પ્રમાણે ભાવસિંહ ગોહિલે પોતાની રાજધાનીનું શહર ભાવનગર ઈ૦ સ૦ ૧૭૨૩ માં વસાવ્યું[1] તે સાહસિક અને બુદ્ધિમાન્ ઠાકોર હતો, અને તેના મરતાં પ્હેલાં વસાવેલા શહરને વ્યાપારનું મુખ્ય સ્થાન થયેલું જોવાનો[2] લાભ તેને મળ્યો હતો. તે સમયે મોગલ રાજ્ય પડતી દશામાં આવી પડ્યું હતું તેથી હુલ્લડ ચાલવાને લીધે દરિયા રસ્તે અવરજવર કરવાનું કામ ભયભરેલું થઈ પડ્યું હતું; તથા વ્યાપારને અંગે જુલમભરેલા કર લેવામાં આવતા હતા. ગોઘા અને ખંભાતને રક્ષણ મળતું બંધ થયું હતુ, તથા અમદાવાદની સાથેનો લાભદાયક વ્યવહાર ઓછો થયો હતો તે પ્રમાણમાં એ બે બંદરોના વ્યાપારને હાનિ પ્હોંચી હતી. ત્યાં થોડા લોકો રહ્યા હતા; મહી નદીના મુખ પાસેથી તે સિંધુ નદી સુધીનો કિનારો લૂંટારા લોકોના કબ્જામાં જઈ પડ્યો હતો, તેઓ વ્યાપારિયોના માલને નજરમાં આવે તેમ લૂટી લેતા; અને દરિયામાં ચાંચવા લોકો ફર્યા કરતા હતા. એટલા માટે ભાવનગરમાં[3] તેના ગજા પ્રમાણે શક્તિ ધારણ કરનાર રાજા થવાથી ઘણો લાભ થાય એમ હતું અને

---

૧ એ પ્રમાણે ગોહિલ વરાના દસોંદી ભાટ ક્હે છે. કર્નલ વોકરના ક્હેવા પ્રમાણે એ નગર ઇ૦ સ૦ ૧૭૪૨–૪૩ મા સ્થપાયુ. પણ એ તેની ભૂલ છે. એક દિવસ ભાવસિંહજી સિહોરથી રૂવાપરી માતાના દર્શન કરવા ગયા હતા, તેવામા વડવા ગામ નજીકના રમણીય મેદાન આગળ જઈ ચઢ્યા, આ એક બાજુ આવેલી સુદર દરીયાની ખાડી, એક તરફ સિહોરનો મનોહર કિલ્લો અને પાલીતાણાના ડુંગરા, બીજી બાજુએ સમુદ્રનો વિસ્તાર અને પીરમ બેટનો અદ્ભુત દેખાવ ઇત્યાદિ મનોહર કુદરતી રચના જોઈ મનમાં બહુ પ્રસન્ન થયા અને ત્યા શહર વસાવવા વિચાર ઉપન્યો સિહોરમાં આશરે ૧૫૦ વર્ષથી ગાદી હતી, અને તે સ્થળ ઘણી વાતે અનુકૂળ હતું, પરતુ દરિયાઈ બ્હેરવાળા શહર વિના વ્યાપારની અઢળક ઉપજ અને જોઇતો સુધારો થતો નથી, ઇત્યાદિ વિચાર દૃઢ કરીને પંડિત બોલાવી મુહૂર્ત નક્કી કર્યું પછી સવત ૧૭૭૯ ના વૈશાખ શુદ ૩ ને રોજ ચડતે પ્હોરે પોતાના નામથી ભાવનગર વસાવી પોતે ત્યાં રાજધાની કરીને રહ્યા. ઇ૦ સ૦ ૧૭૨૩. ર. ઉ.

૨ સુરતના સીદી કિલ્લેદાર સાથે તેમણે નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતોઃ—

સને ૧૭૩૯ ની સાલમા ભાવનગરના મહારાજા અને સુરતના કિલ્લેદાર વચ્ચે એવો ઠરાવ થયો કે એક પક્ષે મહારાજાએ બંદરની જકાતની ઉપજમાંથી ૧¼% સવા ટકો સીદીને આપવો અને સુરતથી ચડતા વ્યાપારીઓના માલ ઉપર ઓછી જકાત લેવી; બીજે પક્ષે સીદીએ ભાવનગર બદરને ભાવનગર રાજ્યના વૈરી સામે મદદ કરવી, અને ભાવનગરના વ્યાપારીઓનો માલ સુરત જાય તેના ઉપર બિલ્કુલ જકાત લેવી નહિં. સને ૧૭૬૦ માં દિલ્લીના બાદશાહે સુરતના કિલ્લેદાર સીદીનો હક્ક બ્રિટિશ સરકારને સ્વાધીન કર્યો. ત્યારથી ભાવનગર રાજ્ય અને બ્રિટિશ સરકાર વચ્ચે મૈત્રીનું બીજ રોપાયુ ર ઉ

૩ ભાવનગરના રાજાની વંશાવલિ પ્રથમ ભાગના બીજા વિભાગના ગોહિલવાડ પ્રકરણમાં આપી છે તે જોવી

તે પ્રમાણે ત્યાંનો ઠાકોર વ્યાપારને આશ્રય આપવાને શક્તિમાન્ તેમ જ ઉત્સુક હતો. આ વેળાથી ગોહિલ રાવળોનો મુંબાઈ સરકાર સાથે વ્યવહાર ચાલવાનો પ્રારંભ થયો, અને કર્નલ વોકર કહે છે કે "તે વેળાએ આ "ઇલાકાનો વ્યાપાર અને સાધન એ બન્ને હાલની વેળા કરતાં બહુ ઓછાં "હતાં, (ઈ૦ સ૦ ૧૮૦૭) એવે પ્રસંગે ભાવનગરના ઠાકોર સાથેની મિત્રતા "પરિશ્રમથી અને લક્ષ દઈને કરવામાં આવેલી જણાય છે."

ભાવસિંહની પછી ઈ૦ સ૦ ૧૭૬૪-૬૫ માં તેનો કુંવર અખેરાજજી ગાદિયે બેઠો. તે સામાન્ય રીતે ભાવાજીના નામથી પ્રસિદ્ધ હતો. તે લોભી સ્વભાવનો ન હતો, તેમ જ લડાઈ કરવામાં પણ તે ભાવ રાખતો નહિ. તે સમયે તલાજા અને મહુવા જે કોળિયાના તાબામાં થઈ ગયાં હતાં, અને જેઓ વ્યાપારીઓના ઉપર તથા દરેક જાતના લોકોનાં વ્હાણો ઉપર હલા કરીને પોતાનો નિર્વાહ પોતે કરી બેઠા હતા તેઓના ઉપર હલ્લો કરીને તલાજા તથા મહુવાને તોડી પાડવાને મુંબાઈથી ફોજની ટૂકડી રવાને કરવામાં આવી ત્યારે પોતાના બંદરના વ્યાપારને ઉત્તેજન આપવાને, અને તેનું રક્ષણ કરવાની અગત્ય પડવાને લીધે, રાવળ ફોજ લઈને તેઓને મળ્યો. તલાજાની જિત કરી લીધા પછી, બ્રિટિશ સરકારે તે શહર રાવળ અખેરાજજીને આપવા માડ્યું, પણ તેણે વિવેકને લીધે લેવાની ના પાડી. તે ઉપરથી ઇ૦ સ૦ ૧૭૭૧ અથવા ૧૭૭૨ માં તલાજા ખંભાતના નવાબને આપ્યું; ત્યાર પછી સુમારે એક વર્ષે રાવળ અખેરાજજી મરણ પામ્યો. તેની પછવાડે તેનો કુંવર વખતસિંહ ગાદિયે બેઠો.

રાવળ વખતસિંહ આતાભાઈને નામે વધારે પ્રસિદ્ધ હતો. તે તેના બાપના કરતાં વધારે લોભી અને સાહસિક હતો. ઘણા પ્રકારની પ્રાપ્તિ કરી લઈને તેણે પોતાનું રાજ્ય વધાર્યું અને વ્યાપારનું રક્ષણ કર્યું. તેનો દસોંદી કહે છે કે "સંવત ૧૮૩૬(ઇ૦ સ૦ ૧૭૮૦)માં શ્રી વખતસિંહજીયે "નૂરમહંમદને મારી ક્હાડીને તલાજું લીધું, અને ઝાંઝમેર પણ સ્વાધીન "કરી લીધું. તે જ વર્ષમાં કોળી જસા ખશિયાને મારી ક્હાડીને મહુવા "બંદર લીધું." કર્નલ વોકર કહે છે કે, ખંભાતના નવાબ પાસેથી તલાજા ક્હાડી લેવા સારૂ વખતસિંહે બળ અને યુક્તિ એ બંનેનો ઉપયોગ કર્યો હતો; વળી તે કહે છે કે રાવળે ત્યાર પછી તરત જ વાલાકના પરગણામાં (અસલ તે વાલર[1] રજપૂતના તાબામાં હતું તે ઉપરથી તેનું એ નામ

[1] વલ્લભીપુરનો નાશ થવાથી ત્યાંના રાજાનો વંશ ઇડર પછી મેવાડમા ગયો. ત્યાંથી વળી એક શાખા ગુજરાતમાં આવી, જે આજે ધર્મપુરમાં છે મેવાડમા બાપા-

પણું હતું.) પોતાની સત્તા બેસારી, પણ તેમાં સરવાયા જાતિના લોકોનાં ગામડાં બાતલ મૂક્યાં હતાં; વળી બ્રિટિશ સાથે મળીને મહુવા ઉપર ચડાઈ કરીને આગળ તેને તોડી પાડવામાં આવ્યું હતું તેને કિલ્લો બાંધીને ફરીને વસાવ્યું અને તેને આબાદાની પામતું એક બંદર કરી દીધું.

કર્નલ વૉકર કહે છે કે, "આ ઠેકાણે જાણવું જોઈએ કે આ મૂલ્યવાન્ દેશ "અને વિસ્તીર્ણ સમુદ્રકિનારાની પ્રાપ્તિ તેઓને થઈ તે ચાંચવાનો ધંધો કરનારા "લોકો પાસેથી થઈ, અને ભાવનગરના ઠાકોરોએ પોતાની મતલબને માટે ગમે "તે ત્રાસ અને લોભના ઉપાય કર્યા હશે તોય પણ તેઓની છેવટની મત- "લબ તો વ્યાપારનું રક્ષણ કરવાની હતી. આ રાજનીતિની સારી અસર "બહુ જ થઈ, અને વ્યાપારનું રક્ષણ કરવાની આવી નિયમિત રીતિને લીધે "કંપની સરકારની રૈયતના કિનારા ઉપરના વ્યાપારને દરેક જાતની સુલભતા "મળી. આ રાજનીતિથી થતા ફાયદા શોધી કહાડવાનો વિચાર ભાવ- "નગરના રાવળોને પ્રથમ જ સૂઝ્યો; તેમ જ તેઓની રૈયતને લૂંટફાટ "કરીને ગુજરાન કરવાની ટેવ પડી હતી તે છોડાવી દઈને મ્હેનત કરી "પૈસા પેદા કરવાનો ધંધો કરવા ઉપર તેઓનું મન લગાડવાની સૂચના "કરીને તેઓને સુધારી દેવાનો તેમનામાં અજાયબ જેવો ગુણ હતો; જે "કિનારા ઉપર આગળ લૂંટફાટનો ધંધો ચાલતો હતો તે બંધ કરાવીને તે "ઠેકાણે વ્યાપારિયોના જાનમાલની તેઓએ નિર્ભયતા કરી દીધી, તેથી "નિરંતર ઘણા[1] લાભ થવા લાગ્યા. તેમ જ વળી, આ ઠેકાણે લખવું જોઈયે

રાવળના વંશજ રાણા રહપ(ઇ. સ. ૧૨૦૧-૧૨૩૯)ના વંશજ રામરાજ અથવા રામશાહે ગુજરાતમાં આવી અલીરાજપુરમા ગાદી સ્થાપી.

૧ દોલત વ-ઇબકાળ-પનાહ-સોકતવ-ઇજલાલ દર- તગાહ-જીસાન દોસ્તોના ભરોસાદાર મોટા ખાન- દાનવાલા રાજા આતાભાઈ બીખતસધ પરમેશ્વર તમને સલામત રાખે.

દોસ્તીની નીશાનીઓની મુબારખ્બાદી અને પણી દવા આપના દોસ્તીના રાહુ મારના વિચારને જાહેર કરીએ છઇએ. કેટલેક વખત થયો છે તે દોસ્તીની રીતનો પત્ર તા૦ ૫ મી માહે જીલ્હજનો આવ્યો તેનો જવાબ આથી અગાઉ લખાત પણ ઘણા કામોને લીધે ઢીલમાં રહ્યું આપે લખેલ હતુ કે ભાવનગરના કોળીઓને આ તરફથી કાઢી મુક્યા. સુરત અને મુંબઇનાં બંદર મુબારકના વેપારીઓને મદિ મજકુર બંદર સાફ થયો એટલા મદિ કે ખુશી દિલથી તેઓ હવે બંદર મજકુરના વેપારના કારોબારમાં કામે લાગે. આપ દોસ્તદારનો આ નાલાએક ચોરો ઉપર ફતેહ અને જય હોવાથી મારા મનની ખુશી વધી અને બંદર મજકુર આપ ઇકબાલના નીશાનના રાજ્યના લાગતા

"કે, જ્યાં લોભની વાત આવેલી ત્યાં વખતસિંહે પ્રતિષ્ઠાનો અને ન્યાયનો
"વિચાર થોડો જ રાખ્યો છે. પોતાની સત્તા વધારવાને, અને પોતાની મતલબ
"બર આણવાને અગર જો તેણે દમ રાખીને અને ઘણું કરીને વિચારથી
"ઉપાય કામે લગાડ્યા છે, તોય પણ તેનો ઉઠાવ પોતાના સ્વાર્થને લીધે જ
"માત્ર થયેલો અને તે ઉપાયનો અમલ કરતી વેળા બેદરકારપણે બળ પ્રપંચ,
"અને યુક્તિ કામે લગાડેલાં છે."

આવા પ્રકારના સાધનને લીધે ગૂજરાત, સોરઠ, અને મારવાડનો માલ ભાવનગર આવવાને, અને ભાવનગરનો માલ એ દેશો ભણી જવાને, ભાવનગર મુખ્ય સાધન થઈ પડ્યું; અને વ્યાપારિયોને ત્યાં ઉત્તેજન મળવા માંડ્યું, તેથી, ઘણા પૈસાવાળા લોક ત્યાં આવી વસવાને લલચાયા, અને એની પાસેનું ગોઘા બંદર એના કરતાં બહુ સગવડવાળું હતું, તે, તરત જ ભાગી પડવા આવ્યું.[1] ગોહિલ ઠાકોરોનો ઉત્તમ વિચાર અને રાજનીતિનો એક દાખલો આપતી વેળાએ કર્નલ વૉકર એક જાણવા જેવું પ્રમાણ આપે છે કે, ગોઘાનું બંદર તે વેળાએ પેશ્વા સરકારના તાબામાં હતું. ત્યારે તે સરકારને વ્હાણો ભાગવાથી ઓલનો માલ કબજામાં આવે તેનો, અને મ્હોટાં વ્હાણોની દર વર્ષે ઉપજનું એક સાધન થઈ પડતું હતું, અને ગોહિ-

---

વળગતાને કબજે થશે મટે આ ખુશીના પત્રથી મુબારકી આપીએ છઈએ ને ઉમેદ છે કે એ ખુદાનો આપેલો તાલુકો તે મોટા ઇલાકા અને જોરાવર દેખાવના ખુદાની મદદથી હમેશા આપ ઇકબાલના નીશાનના કબજે સ્વાધીન રહો જેથી કરીને તે તરફની તમામ ચોરીઓ બંધ થાએ અને વેપારીઓનાં વહાણોને મજકુર ચોરો લૂટ કરે છે તે વેપારીઓને નહો થાએ કદાપિ જો નવાબ હામદખાં રાધનપુરના કાઠી મુફેસા કોળીઓને આશરો આપશે તો અમો દોસ્તના દિલની સમપુરણ નાખુશીનું કારણ થશે વિશેષ કરીને એ કે આપની ઇચ્છા પ્રમાણે અમે શક્તિવાન નથી કે હમણા આપ દોસ્તદારની મદદ કરીએ ઈશ્વર ઇચ્છાએ કરીને ઉમેદ છે કે મજકુર નવાબ કદિ આપ દોસ્તદારના કામ વીશે ખરાબ વિચાર કરશે નહિ ને ખુદાની મહેરબાનીથી આપ દોસ્તદારને ઇકબાલની નીશાનીવાળી કુંપની બહાદુરની મદદની દરખાસ્ત કરવાની જરૂર પડશે નહીં આપ એકીન કરો કે અમો હમેશા દિલથી આપના મરતબાઓ અને દોસ્તી અને સ્નેહ અને જયનો વધારો ચાહનારા છઇએ. હવે દોસ્તી અને પ્રીતિના વધારાની ઇચ્છા વના વધારે શું લખીએ ખુશી અને એશના દહાડા હમેશાં સુખ ભોગવવામાં રહો

મુબઈ, તા૦ ૧૪ ડીસેમ્બર સં ૧૭૮૫.

ર. ઉ. અંગ્રેજી અક્ષરે સહી

[1] ત્યાર પછી તો ઉલટાસુલટી થઈ ગયુ છે, ગોઘાનો વ્યાપાર ચાલુ થયો છે, અને ભાવનગરનો પડતી દશામા આવી ગયો છે ર. ઉ.

લના તાબામાંના કિનારા ઉપર સર્વ ઠેકાણે તેઓનું રક્ષણ થતું હતું અને વ્યાપારિયોને તેમનું જે હોય તે પાછું આપવામાં આવતું હતું.

ઈ૦ સ૦ ૧૭૯૨ માં ભાટની દંતકથા પ્રમાણે, વખતસિંહને કાઠિયો સાથે વેર બંધાયું, ત્યારે તે કટક કરીને મોજે ચીતલ ગયો, એટલે બધા કાઠિયો નાશી ગયા. અને વખતસિંહજિયે ચીતલ[1] લૂટીને ત્યાંનાં ઘોડાં, ઊંટ અને ગાડાં વગેરે ઘણોએક માલ લઈ લીધો, પછી કુંડળે જઈને વાવટો ચડાવ્યો.[2]

બધા કાઠિયો જૂનેગઢ જઈ ત્યાંના નવાબ અહંમદખાનને મળ્યા અને કહ્યું કે, વખતસિંહજિયે અમારો બધો ગરાસ ખુંચી લીધો. નવાબ પછી ફોજ લઈને આવ્યો ત્યારે ચાળીશ હજાર માણસોની ફોજ લઈને ઠાકોર

---

૧ એ ચીતળની લડાઈનું ચિત્ર શિહોરના દરબારી મ્હેલમાં છે તે ઉપરથી ગંજીફાના આકારમાં મહારાજા સર ભાવસિંહજી કે. સી. એસ. આઈ.એ છપાવી બહાર પાડ્યો છે, તે બહુ મનોરંજક છે. ર. ઉ

૨ વખતસિંહજીયે જે ગઢો વગેરે દમ પર દમ બાધીને એક પછી એક લીવેલા તેનું વર્ણન શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહના અં. ૩૪ ધ. વાળા ગીતમાં કરેલુ છે. તે નીચે આપેલું છે:—

ઠાકોર વખ્તસિંહજીનું ગીત સપાખરૂ

પ્રથમ લિયો ગઢ તળાજે,[1] બંદર સરતનપર,[2] તેમ ઝઝમેર[3] અક બદ્રતામાં;
મવાં[4], ભાદ્રોડ શિરમોડ મરદાં પરદ, શરદ જુલાપુરી નદી શામા. ૧
ગાંજ્યા દેશ નાઘેર, ઉનાગરા, રાજુલે તખતંત્ર બાગુ રડીયા,
ઉંડલે દો શુજે ભીતપર આણીયા, છત્રપતિ કુંડલે ઝંડા ચડીયા ૨
ધર કરી ચાંદગર અને સલડી થકા, વેહેદ ઈગલિયે ડંકા વાગા,
રાહર લાઠી કરી બાબરા સામળી, ભટ લીયા ગાબરા હોઈ ભાગા. ૩
મરુપતિ; રાવલે ગુંદ્રગઢ ગાહીયો, નવાઃ ગઢડા ધસ એકનો રે;
પેહેલિ બોટાદ, લીમડાદ વેં પાણવી, કાઠીયારી અરિ હરપરાકો રે. ૪
કૌરવા જેમ ઝાઝેરિયા કોપિયા, મરદ ધર અડાડય ખેપ માતે,
જોધ ભાવાહરો ભીમ પાંડવ જેહી, આંબલી પીપલી કરી આતે. ૫
દેખણી બાજુએ સમુદ્ર મોર્જા હુવો, દેકણી બાજુએ દ્રસમ દાવે,
કુંડ ભડ ચોકડી આગ કીધો હુવો, તણા સબ માવરી નાવો તાવે. ૬
લાજ રખ મસુદરા ફેક ખાલા લિયણ, ક્રવિ એખી રસણ કહે કેવા,
પાટકે બેટ પેરૂભરો પાતસા, અતલબલ ભોગવે દેશ એતા. ૭
હાથ વખતે ઘણા ભેદ વખતા હુવા, પથી રમપાલરો દેશ વખતો,
શિયોરો પાટવી જગોજમ સલાગત, વખતવત ભાગ્યે તખત વખતો. ૮
(ઝઝમેર=ઝાંઝમેર નાલાપુરી=કરશા ગામ પાસે મડગઢ=કાઠીનું ગામ હતું. અપ દ્રમ=પરગણું=દ્રસમ સ્વારી.)

તેમની સામે ગયો, અને મોજે પાટણને મેલાણે નવાબ સાથે તોપોની મ્હોટી લડાઈ કરીને તેની પાસેથી મોજે રાણુલુ લીધું. પછી, જેઠવા રજપૂત જિયાજિયે નવાબ અને રાવળ વચ્ચે સલાહ કરાવી આપી અને કસુંબા પીધા, પણ રાવળને તો કાઠિયો સાથે બાર વર્ષ સુધી વેર રહ્યું.

અમદાવાદનો છેલ્લો મુસલમાન રાજકર્તા કમાલઉદ્દીન અથવા જવાન મર્દખાન બાબીના કુટુંબવાળાના હાથમાં આ વેળાએ જૂનાગઢ હતું.

ઉપરની લડાઈનું વર્ણન[1] કવિતા રૂપે થયેલું છે, તેની મતલબ નીચે

---

૧ ગીત; શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકના સંગ્રહમા અં. ૩૪ ૮ માં આ પ્રસંગનું વર્ણન કરેલું છે, તે નીચે આપેલું છે.—

બખતસિંહજીનું ગીત

ચોંપે આવીયા નવાબ સેન કાઢીઆંણી ધરે ચાડ
અડે નકો ગડે કેટે ગામડે અરોરા.
ચડે જટાધાર કોધ કેના જાણે ઇન્દ્ર ચડે,
વડે વાજવનાં સામાં ચડે વખતેશ. ૧

ત્રંબાળાં રણકે ધોસાં ઠણકે ગરદા હુકે,
શેશરા સળકે, વોમ ઝળકે શમંદ.
બજાળી શક્તિ તેક બજાહું પ્રલકે બાણ,
નબાબાં સાંહમો સકે અખેરાજનંદ. ૨

અસંખા રોહલા સંધી પઠાણા ધલુર આયા,
ઘણા આરબાંણાં ધાયા બજે ત્રાસા ઘાવ.
આતાતન ભાતા સોત શા મહાત વરસેં આપ,
આયા ભલાં કાજ બાબી ચોરે ખેત આવ. ૩

દેઠાળાં દોવળાં દળાં તો પાકી સલામી કીધી,
કીધ ઝંડા પેંડા લે મોરચાબંધી કીધ.
કીધો કો સાંકડે ફેર હૈમદે વચાર કીધ,
દીધનાં દોકડા આણે રોક માર દીધ ૪

નવાશં નવાબ ઠાઠ મધ્ય રાત લહી નાઠા.
થર ટાલે હોલે કાગ ઠાંગા જેમ થાય,
નંદ મોબતાંકા ભાગા એક બેક ગણે નાહી.
જય નાહેકવે આતો કેક લીધે જય ૫

પરાઠી કીનાઠી ફોજ લાઠી મહેલ ગઈ પરી.
અખે કાઠી કહેનકે બાગીયાં ઊગાર.
અધિપતિ સિહોરકે માર માર થકો આયો.
શલાબતં બાંદરકા બરદાં સંભાર. ૬

એરશા ખરાઈ કરી ફરી સો પાટણે આયા
કાયા માયા દૂર કરી ધરી કોધ કામ.

પ્રમાણે છેઃ–"નવાબ પોતાની સાથે કાડી લોકોની ફોજ લઈને તરત જ "ચડ્યો; કિલ્લામાં, દરબારમાં, કે ગામમાં એક માણસ રહેવા દીધું નહિ. "તે જેવો ક્રોધાયમાન થઈને આવ્યો તેવો જ વખતસિંહ બીજો ઈંદ્ર હોય તેમ "યવનની સામે થવાને ચડ્યો. નોબત થઈ, અને ડંકો વાગ્યો, તેથી "પર્વતનાં શિખર ગાજી ઉઠયાં, શેષ નાગ કંપવા લાગ્યો અને દરિયાનાં "મોજાં આકાશ સુધી ઉછળવા લાગ્યાં. તેના હાથમાં સૂર્યનાં કિરણની "પેઠે બરછી ચકચકવા લાગી; નવાબની સામે તો અખેરાજનો પુત્ર ચડી "શકે, બીજાનું ગજું નહિ. અગણિત રોહિલા, સિંધી અને પઠાણ આવ્યા, "ઘણા આરબ પણ ડંકો કરતા આવ્યા. આતાભાઈ પોતાના ભાયાતોને

---

ઠલેતા બજારા સામી આધા કોશ પલે ધરી,
માર હરી હરી કરી માંડીયાં મકામ ૭
દૈવતાંદહીતાં જેમ આમ સામાં ઝુંબે દળા,
હુબે કાળાં ગજા નેડાહ બેલડીયાલ.
ગહકે શબદાં પંચ તુર ભેર ત્રાબાગળા,
લડવા વીજળાં ખવાં આંકરેવાં કાળ ૮
ધકે મલચકાળા નાળાં ચહુ ચકે 'પડી ઢાક,
દોરંગી બેરખા છુટી બહે દીન દીન
લગોર વખતાવાળા જીન તીર હોર લાગા,
મીયાં તીન પહોર મોહ માની ગયા મીન. ૯
કરાવે વરાટી સામી અરજાં ઉવટી કરે.
કુલાખી પવરી રીત ઉપાડું કુરાન
દીયા મેં રાજુવા તોય કુંડલા ચીતળ દીયા
જદી માન તોય મલુ દદી સારી જાન ૧૦
કરી પરવાના ઓર સરી મોર છાપ કીની.
પોરવાળા ધીર માના મીછવે પવીન
બંકા કુઠિ સખાયતાં કુમરીયા દાકા બાકા
હુવા સોરઠમાં સુબા તરે શકા ઊીણા. ૧૧
કુપા વાજસુર દાઢા જણી રાન બાર કરા
નાથ ચેરમરા ઘેર જીતરા નીશાણ
બરા બાજે બાબીયારા કાઠીયારા કુળભરા
દરા ભાવા વણા અજાનુવરા દાવાણ. ૧૨
શતં રતનેશ ભાવા અખેરાજ નીર ચાડે
રંજડે પરજાં કોટ પાડે દિગા રેશ
મેરીની મંગળ ગાયા સોવનકી ત્રખા મંડી
બડી કુતે પાયા ધરાં આયાં વખનેશ. ૧૩

"લઈને તેમની સાથે લડવાને આગળ ચાલ્યો. 'બાબી તમે ઠીક મતલબ માટે "આવ્યા છો! ઘોડે અશ્વાર થાઓ અને લડાઈમાં આવો.' પછી તેણે મોરચો, "બાંધ્યો, તોપની સલામી આપી અને તેને દિલગીરીમાં નાંખ્યો. હેમદે વિચાર્યું "કે મને પૈસાના કરતાં વધારે ઘા મળશે, એટલે રાજડંકો કર્યા વિના "અહીં રાત્રે તે નાઠો. કાઠિયોએ પણ અહિં તહિં કાગડાની પેઠે ન્હાસવા "માંડયું. મોહોબતખાનનો દીકરો નાઠો, અને તે કિયે રસ્તે નાઠો તેનું પણ "તેને ભાન રહ્યું નહિ. યવનની પછવાડે આતો પડ્યો. સિહોરનો ધણી "આગળ ધપતો ગાજી ઉઠયો કે,—'મારો! મારો! સલાબતખાનની[1] આબરૂ"ની ખબર લો.' તે પોતાના દિલથી દોસ્તી દૂર કરીને કોપાયમાન થઈ "પાટણ મેલાણ કરીને પડ્યો, તે ગામ શત્રુના સીમાડાથી એક કોશ દૂર "હતું! હરિ! હરિ! કહીને તેણે પોતાનું મેલાણ કર્યું.

"દેવ અને દાનવ લડવાને તૈયાર થયા હોય, તેમ કાળા હાથી અને "લાંબી કેશવાળીના ઘોડા ઉભા રહ્યા. પાંચે પ્રકારનાં વાદિત્રોના નાદ થવા "લાગ્યા; લડવાને માટે તરવારો, વિજળીની પેઠે ઝણુકા લઈ રહી; જાણે "છેલ્લો દિવસ આવી પ્હોંચ્યો હોય તેમ સૌને લાગ્યું; બંદુકોના ભડાકા થવા "લાગ્યા; હારબંધ આરબોની ટુકડી દીન[2]! દીનના! પોકાર કરતી આગળ "ચાલી. વખતસિંહનાં શૂરવીર માણુસો જેમ ફાવતું આવે તેમ લડતાં હતાં. એક "ઘડી થઈ નહિ એટલામાં મિયાં પોતે જ ઉગારવાની પ્રાર્થના કરવા લાગ્યા; "હું કુરાનના સમ ખાઈને કહું છું કે હું ફરીને તમારા ઉપર હલ્લો કરીશ "નહિ. હું તમને રાણુલા, કુંડલા અને ચીત્તલ આપું છું; પરવરદિગારે તમને "આખો દેશ આપ્યો છે! તેણે પટો લખાવ્યો, અને તેના ઉપર સહિ સિક્કો "કર્યો. પોરબંદરનો રાણો છેયોજી જેઠવો હતો તેણે તેને હિમ્મત દેવા માંડી; "બીજા તેની સાથે હતા તે નાહિંમત થઈ ગયા હતા. સોરઠના સૂબેદારને "આબરૂ વિનાનો કરી નાંખ્યો. તેની સાથે જેતપુરનો કુપાવત, વાજસૂર "કોટી, અને જસદણુનો દાહો એટલા હતા. પીરમ ઉપર જિતનો વાવટો "ફરકી રહ્યો હતો, તેવી જગ્યાના રાજાની સાથે લડવાનું તેમનું ગજું શું! "બાબીનું બળ તૂટ્યું તો પછી કાઠીના બળનું શું કહેવાનું રહ્યું? ભાવ"સિંહના વંશજ અને તેનો કુંવર અદ્ભુત કામ કરવાવાળાએ રતનેશ, ભાવ "ક્ન—બેજાજની તરવારને ફરી ચળકાટ આપ્યો, આખા દેશમાં કીર્તન

1 નવાબનો દીકરો. 2 દીન શબ્દનો અર્થ મુસલમાની ધર્મ અને તે લડતી વેળાએ દીન દીન પોકાર કરી લડવૈયાઓને શૂરાતન ચડાવવા વાપરવામાં આવે છે. ર. ઉ.

"ગવાયાં. આસપાસ રાજાઓએ સોનાના વર્ષાદ વરસાવ્યા. વખતેશ જિત "મેળવીને આનંદભર્યો ઘેર આવ્યો."[૧]

---

૧ જૂનાગઢના નવાબ સાથે વખતસિંહજીએ સમાધાન કરી કસુંબા પીવાનો ડાયરો કર્યો હતો. તેમાં નવાબને કેવી રીતે નમવું પડ્યું તેનું રસીલું વર્ણન કરનારૂં એક લોકગીત શ્રી ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકસંગ્રહમાં અં. ૩૪ ચ.માં આપેલું છે, તે નીચે પ્રમાણે છેઃ–

(ટેંટો પાર પડ્યા પછી કસુંબો પીવા પોતાના લશકરમાં ઠાકોરે નવાબને બોલાવ્યા તેનું ગીત)

મલે પાખરાં ચંચલે દલે જંગા ટોપ ઝલમલે,
સાખલે સુંગલે આતા ઉપરાં સામંદ,
સાબલે ઉજલે આયો જમવા પ્રાહોણો શુબો,
હેંદલે પેંદલે લડે પાંગલો હાંમદ. ૧

સાંભલે આપાજ ઉઠ ખાદ બાપ વખતેશ,
આદરો સતાબ ખાગાં નોતરો અમાપ,
હાય મુંછે નોખો આપ ચક્રાવો અબાબ લોહે,
નશીબેં આપરેં આયો પ્રાહોણો નવાપ. ૨

ખેતર ચટ્ટ લીઆ લારાં, ધ્રુવા ધારાં, તોપખાના,
મેલિ આંતર ફલારાં પેસારા પસંદ;
ધધકારે પાટી અંગ ચોધારાં ચોધારાં ધારા,
આમલે અખારાનંદ વરાસા સમદ્ર. ૩

બણુંકાક બાણુ ઊડે સરધાર ઝલેબીયા,
માથે ગોળી ફલી સાર, હોહોકાર માર,
ફલી જેરો લખા જે વારવાર નાને પાર,
અહો મજાદાર કરે પીસણાં અપાર. ૪

કટારાં કડવા હાથ, ઝુઝમલાં ઝ્લકલા,
શુબાસેન કલમલાં હીવાલે સપ્રાથ,
અપ્રાથાં સુગલાં પ્રાયા મલી ફેનવલા આયા,
નોતરાંકી ભલી રોાભા પેરંભકા નાથ. ૫

તીરાંશા કત સેતસે લાડુ ગોળી અશી ભાત,
લાગા બશી પશી બરે ધતરતાં લલ.
અલે અસે દેનદાર પાણી તલાં તણે આડે,
ભરે સોપડસે ધાન મશી જું સુગલ. ૬

લોદરાં બધારે લોસે અપસે ક્તારાં લારાં,
પડાં ચાને પાન બીડાં પાત્રાં અપાર.
કવિ કહે વારવાર પાંપ શત્રે જેજેકાર,
હાથ પગે કીધી કુંનેશ લખાં હજાર. ૭

મલ્હાર રાવ ગાયકવાડે ફરીને બંડ મચાવ્યું હતું, તેવામાં સન ૧૮૦૩ ના ઓકટોબર મહિનાના આરંભમાં બાબાજી આપાજી કાઠિયાવાડમાં મુલ્કગીરી કરવા નીકળ્યો હતો તેના લશ્કરના ઘોડેશ્વારની એક ટૂકડીનો તેને માવરકુંડલા આગળ ભેટો થયો, તેમાં મલ્હાર રાવનાં માણસો હાર્યા, અને તેનો ખટલો લૂટાયો; એટલે તે ભાવનગર ન્હાશી જઈને વખતસિંહ ગોહિલનો આશ્રય માગવા લાગ્યો. પણ વખતસિંહનો વિચાર તેનો પક્ષ ખેંચવાનો ન હતો તેથી દ્વારકા કે ભૂજ હોડીમાં બેસીને તેને ન્હાશી જવા દીધો. પરંતુ તેટલામાં તો બે ઈંગ્લિશ હોડિયો લગભગ હંકારી આવી, અને તેના વ્હાણ ઉપર બે વ્હાર કર્યા. તેટલા માટે મલ્હાર રાવને ફરીને કિનારે આવવું પડ્યું, અને તે ભાવનગર ઊતર્યો, પણ રાવળે તેને આશ્રય આપવાની ના કહી એટલે ડરી જઈને એ તથા એનો દીકરો, પોતાનાં નિશાન, નગારાં, હાથી, ઘોડા, છોડી દઈ નાઠા તે શત્રુંજય અથવા પાલીતાણાને ડુંગરે આવી પ્હોંચ્યા, ત્યાં સુધી કોઈ ઠેકાણે ટાળો કર્યો નહિ. ત્યાં માત્ર એક ચાકર સહિત તેઓ કેટલાક દિવસ સુધી ઘણા ખરા ભૂખે મરતા રહ્યા, એટલામા પાસે વસનારા લોકોએ તેની બાતમી બાબાજીને આપી. તેઓને લઈ આવવા સારૂ તેણે ત્રણ કુંતલ ઘોડા સહિત એક સો અશ્વારની ટૂકડી રવાને કરી. પેલા ત્રણ જણાઓ મરી જવાય એવી ભૂખની પીડા સહન કરતા હતા, અને સર્વ આશાઓ તેઓએ ઊઠી મૂકી હતી, તેથી અશ્વાર જઈ પ્હોંચ્યા તેમની સામે અટકાવ કર્યો નહિ. તેઓને ગાયકવાડની છાવણીથી થોડે અંતરે આણ્યા, એટલે તેમને લેવાને બાબાજિયે સામા મ્યાના મોકલ્યા. કડીના બુદ્ધિમાન, લોભી, ઊડલંગી, અને ભાગ્યહીણ જાગીરદારની ગૂજરાતમાંના તેના છેલ્લા દેખાવની વેળાએ આવી સ્થિતિ થઈ. બે મહિનામાં તેને તેના દીકરા ખંડે રાવ સહિત બ્રિટિશ સરકારને સ્વાધીન કર્યો. પછી તેને મુંબાઈ લઈ જવામા આવ્યો, ત્યાં તે મરતાં સુધી નજરકેદ રહ્યો.

ઈ૦ સ૦ ૧૮૦૪માં વડોદરા સરકારની મુલ્કગીરી ખંડણીનું પતાવી દેવા સારૂ ભાવનગરના રાવળ પાસે અંગરેજ સરકારનો વકીલ મોકલ્યો,— આ પ્રમાણે કરવાની સલાહ કર્નલ વોકરે ગાયકવાડને આપી હતી અને કેટલીક વાર સુધી વખતસિંહે તે વિષેની વાત સત્કારપૂર્વક સાંભળી હતી

જેઠવા નમાણુ ઝાલા, હાલા તણી જરી જાણ,
દખાણુ વાધેલા પાડે તલે એક દન
જીવતો જો જુને જાડા આતાજી ન ચાઢી જાયે,
સાભળે પ્રેદોણો નાતુ અસાજી સોગન ૯

પણું પછીથી ઘણું કરીને તેના કારભારિયોની સલાહ ઉપર તેણે કેટલાક દિવસ સુધી તો વાત ટપ્પે ચડાવી, અને છેવટે આખો ઠરાવ રદ કરી દીધો. નીકાલ થવાની આશાએ બાબાજી કેટલાક દિવસ સુધી રાવળને સીમાડે વાટ જોઈ રહ્યો હતો, તેને આગસ્ટ મહિનામાં રાવળના દેશમાં પેસવાની અગત્ય પડી. તે સિહોર ઉપર ચડી આવ્યો, તેના પીંઢારિયોએ આસપાસના પ્રદેશની ખરાબી કરી અને ગામડિયા લોકોનાં ઢોર વાળી લઈ ગયા. ગોઘા પરગણાની ધરતી ઘણું કરીને બ્રિટિશ અને રાવળની સહિયારી હતી, અને તે એક બીજાના ભાગ સાથે એવી મળી ગયેલી હતી કે એક ભાગને નુકસાન કરવામાં આવે તો બીજાને થયા વિના રહે નહિ એમ હતું, તે ઉપરથી બાબાજી વખતસિંહને હરકત કરશે નહિ એમ વખતસિંહના સમજવામાં આવ્યું છે એમ કર્નલ વોકરને લાગ્યું. તે ઉપરથી તે લખે છે કે, "આવા વિચાર ઉપરથી તે ગાફિલ રહે નહિ તથા "ગાયકવાડ સરકારની ચાલતી આવેલી ખંડણી નહિ આપવાને સામા થવાથી "પરગણાને નુકસાન થશે તેનો કંપની સરકારના નુકસાનનો ભાગ તમારી "પાસેથી ભરી લેવામાં આવશે એવી તેને સૂચના આપવાની મને અગત્ય "પડી છે. મારા એ સંદેશાનો ઉત્તર હજી લગણ મને મળ્યો નથી, અને "મને લાગે છે કે એથી કરીને કાંઈ સારી અસર થશે, કેમકે તેના કારભા- "રિયો ઉપર તે નારાજ થયો છે, અને તેઓએ તેને બદસલાહ આપી માટે "તેમને દૂર કરવાની ધમકી દીધી છે."

છેવટે ગોહિલ રાવળે મરાઠાઓના શૂરવીરપણા કરતાં, બ્રિટીશ સર- કારનો ધમકીનો વધારે ડર રાખીને ચાલતા દર પ્રમાણે ત્રણ વર્ષની ખંડણી બાબાજીને ચૂકવી આપવાને કબૂલ કર્યું. ગાયકવાડની ફોજ સામે, સિહોરે જયવંતપણે પોતાનું રક્ષણ કર્યું, તે વિષે ભાટ લોકો નીચે પ્રમાણે વર્ણન આપે છેઃ—

"વડોદરાના બલવાન્ અને કીર્તિમાન્ બાબાજીના ડંકાનો અવાજ "એવો ઉઠ્યો કે તેથી કરીને આખી પૃથ્વી ગાજી ઉઠી. તેણે પોતાના શત્રુ- "ઓની સામે લડીને તેઓના સીમાડા તોડી નાંખ્યા. વગર ઢંઢોળેલો થાંભલો "તો કડીવાળો મલ્હાર રાવ હતો. કડી અને વડોદરાના ધણિયોની વચ્ચે "દુશ્મનાવટ ઉઠી. બાબાની ફોજ કડી ઉપર ચડી તે ટાણે તેના વાવટા "ફરકવા લાગ્યા, અને આકાશ ગરદથી છવાઈ ગયું. બાબો કડી ઉપર "અંગરેજ ફોજ લાવ્યો. અગણિત યોદ્ધાઓની ગર્જનાઓ થવા લાગી. તેઓએ "બે ચાર મહિના લગી કડી ઉપર તોપોનો મારો ચલાવ્યો, છેવટે મલ્હાર "રાવ કડી છોડીને ન્હાઠો. બાબાએ દુર્જય કડી ઉપર જય મેળવી લીધો,

"તેના સામું કોઈ લડી શકે એમ રહ્યું નહિ; તેણે કડી સરખો કિલ્લો જલદીથી
"લઈ લીધો તેથી સર્વ તેને સલામ કરવાને આવ્યા.

"પાટડીના દેશાઈ કોઈને નમ્મું આપતા ન હતા, તેઓના ઉપર ફોજ
"ચડી. અને તેમની સાથે લડીને એક લાખ રૂપિયા લીધા. રસ્તામાં કાંઈ
"પડયું હોય તે કોઈનાથી ઉપાડાય નહિ એવી બાબાની હાક વાગી. જેવી
"તેણે કડીની ચાકરી કરી તેવી પાટડીની કરી; મેવાસિયોના તેણે ઘણા કિલ્લા
"તોડી પાડ્યા; તેણે જટવાડ અને લતાડ ઉપર ખંડણી બેસારી. જ્યારે
"એ સૂબો કોઈ જગ્યા ઉપર આવે ત્યારે જાણે લૂંટારાઓનું ટોળું તેના
"ઉપર આવી પડયું હોય એમ લાગતું. લશ્કર તૈયાર કરીને તે લડવાને ઝાલાવાડ
"આવ્યો. ધ્રાંગધ્રાનો રાજ અરાડસેં ગામનો ધણી હતો, તેની પાસેથી
"પ્રથમ તો ખંડણી લઈ લીધી. તેણે વઢવાણ દંડ્યું; વાંકાનેર પણ દંડ્યું;
"લિંબડી અને સાયલા દંડ્યાં; તેણે મ્હોંમાગ્યા પ્રમાણે ઉઘરાવી લીધું. એ
"સૂબાએ આખી ઝાલાવાડને હરાવીને દંડી નાખી; તેણે મોરબીના ધણીને
"દંડ્યો; તેમ જ માળિયા દંડયું. નમ્મું આપે નહિ એવા જામ[1]ને દંડ્યો;

---

૧ જામના ભાયાત ધ્રોળવાળા ઉપર પણ લશ્કર ગયું હતું ધ્રોળવાળાની વંશાવળી આજ સુધીની આ રીતે છે—



"એ સૂબાએ ચાર હજાર તાલુકદારોને દંડ્યા. હાલાર તેણે લઈ લીધું; તોપો
"ચલાવીને જૂનાગઢના નવાબને દંડી લીધો. કાઠી લોકોને દંડીને તેમનો દેશ
"નબળો કરી નાખ્યો. પોરના ધણી માના જેઠવાને તેણે દંડ્યો; તેમ જ
"ચૂડાસમા દંડ્યું; કોઈનાથી તેના સામું થવાયું નહિ. આખા સોરઠને દંડીને
"તે સિહોર ઉપર ચઢ્યો. ફોજ એટલી બધી ચાલી હતી કે પૃથ્વી ધમધમવા
"લાગી. પાંચ કોસને અંતરે આંબલા આગળ છાવણી નાંખી. તે બોલ્યો
"કે 'આતાએ ઘણો મુલ્ક જિતી લીધો છે, તેના પ્રમાણમાં મારે એની પાસેથી
"ધન લેવાનું છે,' અને બાજુએથી તોપો અને બન્દુકો ચાલવા લાગી.
"ગોળિયોનો વર્ષાદ વરશી રહ્યો. મરાઠા થાકી ગયા; તેમના શરીરમાંથી
"લોહી વ્હેવા લાગ્યું; અને તેઓ હિંમત હારી ગયા. ઘણા મરાયા, ઘણાનાં
"મસ્તક કપાયાં, ઘણાક આંધળા થયા. વખતાના યોદ્ધાઓએ, સાંકળેથી
"વાઘ છૂટે તેમ બાબાની ફોજ લૂંટી લીધી; ધરતી મડદાંથી અને માથાથી
"ઢંકાઈ ગઈ; અને ચારે દિશાએ તેઓએ ન્હાસવા માંડ્યું.

"બાબા ઉપર આ આફત, સંવત્ ૧૮૬૦(ઇ. સ. ૧૮૦૪)માં પડી.
"પાંચ મહિના સુધી તેને ન્હાસવાનો રસ્તો મળ્યો નહિ; તેથી એ સૂબો બહુ
"દુઃખી થયો. ખંડણી ઉઘરાવવાનું તો એ ક્યાંય ભૂલી ગયો; અને હવે ન્હાસવા
"વિષેના સર્વ વિચાર કરવા લાગ્યો. તે તંબુમાં ભરાઈને પોતાનું મ્હોં સંતાડી
"રહ્યો. પછી જ્યારે તેણે ભરપાયાની પ્હોંચ કરી આપી ત્યારે તેને જવાની

૧૩ જયસિંહજી
|
૧૪ જુહોજી (બીજા)
|
૧૫ નાથોજી
|
૧૬ મોડજી
|
૧૭ ભૂપતસિંહજી
|
૧૮ જયસિંહજી (બીજા)
|
૧૯ હરિસિંહજી
|
૨૦ દોલતસિંહજી

મોરબીના તાબામાં ૪૦૦ ચોરસ મૈલ જમીન, ૬૧ ગામ, આસરે ૨૨,૦૦૦ માણસની વસ્તી છે અને વાર્ષિક ઉપજ સવા લાખ રૂપિયાની સુમારે છે. તેમાથી ગાયકવાડ અને જૂનાગઢને મળી કુલ રૂ. ૧૦,૨૩૧ આપે છે. ઠાકોર સાહેબને નવ તોપનું માન છે. ૨. ઉ.

"આતા મળી. ભાવના પૌત્રે જે જે દરખાસ્તો કરી તે તે તેણે કબૂલ કરી;
"તે દંડ ઉઘરાવવાને આવ્યો, પણ ઉલટો દંડ આપવો પડ્યો એવો એક માથાનો
"તેને મળ્યો, કેમકે અઢી લાખ તેને લઈ જતા પૂરા પાચ બેઠા"[1]

---

[1] આ રસભર પ્રસગને વર્ણવનારૂ લોકગીત શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્ત લિખિત પુસ્તકોના સંગ્રહમા અ ૩૪ છ મા આપેલું છે તે નીચે પ્રમાણે છે—

ગામ કડીથી બાબાજીનું લશ્કર આવ્યું તેની સાથે લડાઈનુ ગીત

ગાજે સાબધી પ્રથમી ચલા બાજે નેસ વાજવા<br>
બલાક્રમી બરાજે વડોદે અના વાઢ-<br>
મવાજે દોખીયા તણી પડી ભાજે બધી ભીણ,<br>
ગાડી ખભ કડી રાજે મલારા અથાહા — ૧

પડી આગી કડી સાથે આવતી બરોદા પતિ<br>
ફોજ બાબા તણી ચડી નીશાણા ફટક<br>
જમી હુક પડી ખેહ ગાડી અસમાન જતી,<br>
કડી માથે લાથો બાબો વિલાતી કટક — ૨

હલકે અતાગા સેનશર બીરા બાજે હાક,<br>
માસ દોનુ ચાર લાગા તોપુ તણા માર,<br>
ન ટકે મલારા પાગ થજાગા કાગા મોર નોર,<br>
મેલી કડી પડી ભાગા ઉપડે મલાર — ૩

જિતીયો અનમ્ર કડી ચડી ખભ બાબે જુદ્ધ<br>
સામ કુન લડી શકે કરે કે સલામ<br>
કડી જશા કોઠ બાબે ચડી ચોટ હાથ કીધા<br>
કીધા પાટડી કેસરે ફોજે કામ કામ — ૪

અનમી દેશાઈ હુતા પાટડીક પીડ આદુ<br>
લડી લડી જમે તાકી લાખુ મોઢે લીધ<br>
પડી ફ્રા ઉઠાવે નાહી અસી સાખ આવી પડી<br>
કડી રીત જેસી એગી પાટડીએ કીધ — ૫

કોટ મેવાશીકા પાડે વખંડે વિજડે કીધા<br>
લીધી જતવાડ દંડે સાબધી લતાડ<br>
ધાડ ધાડ થીઓ શુબો ગઢે કોટિ પડી ધાડ<br>
વઢે વાડુ ચઢે રોન આયા ઝાલાવાડ — ૬

ધ્રાંગધરા દંડે પેવા અઢારસો તણા ધણી<br>
નરશા વઢવાણ દંડે, દંડે વાંકાનેર,<br>
લીંબડી શાયલા દંડે મોય માગી જમે લીધ<br>
ઝાલાવાડ દંડી શુબે કીધી જેર જેર — ૭

દંડે મોરબી, કોસામ માલીયા સહિત દંડે<br>
અનમી જામકો કામ દંડે સો બબાબ

કર્નલ વોકર કાઠિયાવાડમાં આવ્યો ત્યારે, ભાવનગરના રાવળે મહુવા અને તલાજાનાં બંદરો, અને આગળ લખેલાં છે તે પરગણાં સિવાય તેણે ઘણું કરીને આખા વાલાકમાં, અને સાવર કુંડલાના પરગણામાં તથા બીજી છૂટી છવાઈ જગ્યાઓમાં પોતાની સત્તા ચલાવી હતી. પ્રજાને જંપવાવારો આવ્યો ન હતો, તેથી,' તેની જમે પૂરેપૂરી ઉઘરાણી લેવાતી નહિ, તથા

---

ઉજરા થીયારાં દંડે વાલીયો હાલાર હોલે
નરાં પાર ગોયે દંડે, જુનાંકા નવાબ. ૮
કાઠીયોકા દેશ દંડે, બાધા પેસ પેસ કીધા,
પ્રથમ ફુરેસ દીધા દંડે સારાપોર.
સાવા, હાલા, ઝાલા, બાણા, જેઠવાન મંડી રાકયા,
સાબધી સોરઠ દંડી નોંધાણા શીઓર. ૯
હલબસે પ્રથવી પીઠ અશ્વ, સૈન આયા હળી,
પાંચ કોશે પાલી કીધા આંબલે પડાવ.
દેશ ધણુ ખાયે આતો તેના જુવા માગું દામ,
આય મહુવા તેણુ તોપોંકા અડાવ. ૧૦
હુડેડે અપાર નાલાં, જંજાળ્યાં ફાડે એમ,
ધડેડે ધધુકાં અસી જશી અંદ્ધધાર.
બડેડે કડેડે તાં તો સાબધાં મરેઠા બેઠા,
આવતા દડેડે પુર રગ તાં અપાર. ૧૧
કડકાંકા ગાંઠ ફુટા, કે કયા આવટ ફુટા,
કે મરેઠા શીશ ફુટા બણુટા કરૂર.
વખતકા જુટા જોધ છુટા સૈન ખાવા વાલા,
જાણુ કે સકલે સિંહ વછુટા જરૂર. ૧૨
દડે મરેઠાકા દુંડ ધડેડે ફ્રી દીધા,
જુગ્તુવા બંગાણુ પડા, દો દો વટે જાય.
નેક સૈન ગાઢા અડે કે કમ્યાબ મોહા નાડા,
માડા દીઠ ખાબા વાળા હુવા સાડા માંય ૧૩
પાચ માસ જવા નાયો શુબો થયો હુસારા પુરો,
જમે તણી આશા છંડે જવા દે તો જાય.
પાછો જવે કોણી પાય ધોડારો લાકડો પેરો
મોટો વાસ કરે બેઠો ખાબો દેશ માંય ૧૪
જવા આણી દોજ તારે ફારફતી દીધી જારે
બાવા હરા વણી જમે દીધી આધી બાખ.
દેશ દેવા આવ્યો તાં તો શામો પેતે પામ્યો રેશ,
લાખ ચઢી કાંગ્યો લતો વાંગ્યો પાંચ લાખ. ૧૫

કાઠિયોની સામે થવાને તેને ફોજ વધારવી પડી હતી, તેથી તે ઘણો દેવામાં આવી પડેલો ગણાતો હતો. તેના લશ્કરમાં પાંચસેં આરબ અને બે હજાર પાંચસેં સિંધીનું પાયદલ તથા સુમારે પાંચસેં જાથુના રાખેલા ઘોડેસ્વાર હતા. તે સિવાય ગોહિલ વંશના તેના ભાયાતોનાં ગામોમાંથી ત્રણ હજાર રજપૂત અશ્વાર એકઠા કરી શકે એમ હતું; અને લૂંટફાટ કરવાની ચડાઈમાં લડતાં કરતાં આવડે નહિ એવા પણ કામમાં લાગી શકે તેવા બે હજાર પાંચસેં વણકરોનો તે જમાવ કરી શકે તેમ હતું. તેણે વળી, તેવામાં ધોળકાના પરમાર કસબાતી બાવામિયાંના સો અશ્વાર રાખ્યા હતા. તેને બદલે તેને તેના પૂર્વજના તાબાનું બોટાદ કરીને રાણપુર પરગણાનું ગામ જે કાઠી લોકોના મુખ્ય સ્થાન જસદણની સામી બાજુએ છે તે આપ્યું હતું. ગોઘા શહર મોગલોનું બંદર હતું, તેથી ખંભાતના તાબામાં હતું. તે બારૂ કહેવાતું હતું અને તેનો અર્થ બદરના જેવો જ ઘણું કરીને થાય છે, પણ વિશેષે કરીને તેના તાબામાં તેના સીમાડાની જમીન આવેલી હતી. ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ગુજરાતની વ્હેંચણ થઈ ત્યારે, ગોઘાનું બારૂં પેશ્વાના હાથમાં આવ્યુ, અને બાકી રહેલી ગોહિલવાડની મુલકગીરી ખંડણી ગાયકવાડને લેવાની ઠરી. પણ પછીથી તે બધુ બ્રિટિશ સરકારના હાથમાં ગયું.

ગોહિલ વંશના રજપૂતોના હાથમાં બધાં મળીને આઠસેં ગામ હતાં, તેમાથી, આશરે ૭સેં ને પચાસ વખ્તસિંહના તાબામાં હતાં, ઠાકોરોએ ઘણું કરીને દુર્ગમ જગ્યાએ પોતાનું રહેઠાણ રાખ્યું હતું, અને કેટલાક તો પત્થરના મ્હોટા કિલ્લા બાંધ્યા હતા, પણ તેના ઉપર જોઈયે તેટલી તોપો રાખી ન હતી. તેમ જ, રક્ષણ કરવાને બીજાં પૂરતાં સાધન પણ રાખ્યાં ન હતાં. એ રજપૂતોની ન્હાના વંશની શાખાઓ થઈ છે તેમાં વળા, લાઠી, અને પાલિતાણા[૧]ની મુખ્ય છે. વળાની શાખાએ શીલાદિત્યના



પ્રાચીન નગરના ખંડેરમા પોતાની સ્થાપના કરી છે, તેનો મૂળ પુરુષ, ભાવનગરની સ્થાપના કરનાર ભાવસિંહ રાવળનો બીજો પુત્ર વીસોભાઈ[1]

---

૧૭ નોંઘણજી (ત્રીજા) ૧૮ સરતાનજી (બીજા)
|
૧૯ ઉન્નડજી ઇ સ ૧૭૬૬–૧૮૨૦
|
૨૦ ખાંધોજી (ચોથા) ઇ સ ૧૮૨૦–૧૮૪૦
|
૨૧ નોંઘણજી (ચોથા) ઇ સ ૧૮૪૦–૧૮૬૦
|
૨૨ પ્રતાપસિંહજી ઇ સ ૧૮૬૦–૧૮૬૦
|
૨૩ સૂરસિંહજી ઇ સ ૧૮૬૦–૧૮૮
|
૨૪ માનસિંહજી — સામત સિંહજી

પાલીતાણાના તાબામા ૩૦૫ ચોરસ મૈલ જમીન, ૧૦૦ ગામ, પચાસ હજાર માણસની વસ્તી, વાર્ષિક ઉપજ આશરે પાચ લાખ રૂપિયાની છે તેમાથી ગાયકવાડ ને જૂનાગઢને રૂ ૧૦,૩૬૪ આપે છે ઠાકોર સાહેબને નવ તોપનુ માન છે

૨ વળા

૧૯ ભાવસિંહજી ભાવનગર ઇ સ ૧૭૦૩–૧૭૬૪
|
૨૦ અખેરાજજી (બીજા) (ભાવનગર) — ૧ વીસાજી (વળા) ઇ સ ૧૭૬૪–૧૭૭૪
|
૨ નથુભાઈ ઇ સ ૧૭૭૪–૧૭૯૮
|
૩ મેપાભાઈ* ઇ સ ૧૭૯૮–૧૮૧૪
|
૪ હરભમજી ઇ સ ૧૮૧૪–૧૮૩૮
|
૫ દોલતસિંહજી ઇ સ ૧૮૩૮–૧૮૪૦
|
૬ મેઘાભાઈ ઇ સ ૧૮૪૦–૧૮૫૩
|
૭ પૃથિરાજજી ઇ સ ૧૮૫૩–૧૮૬૦
|
૮ મેઘરાજજી ઇ સ ૧૮૬૦–૧૮૭૫
|
૯ વખતસિંહજી ૧૮૭૫ મા ગાદિયે બેઠા છે

* એ મેપાભાઈને બે ભાઈ હતા એક પાતાભાઈ, તેને દરેડ વગેરે ત્રણ ગામ મળ્યા અને બીજા અદાભાઈને માનપુર, રતનપુર ને પીપળ એ ત્રણ ગામ મળ્યા અદાભાઈના દીપસિંહજી, પછી ગુમાનસિંહજી થયા અને ગુમાનસિંહજીના કુમાર માનસિંહજી હાલ માનપુરમા ગાદી ઉપર છે

કાઠિયોની સામે થવાને તેને ફોજ વધારવી પડી હતી, તેથી તે ઘણો દેવામાં આવી પડેલો ગણાતો હતો. તેના લશ્કરમાં પાંચસેં આરબ અને બે હજાર પાંચસેં સિંધીનું પાયદલ તથા સુમારે પાંચસેં જાથુના રાખેલા ઘોડેસ્વાર હતા. તે સિવાય ગોહિલ વંશના તેના ભાયાતોનાં ગામોમાંથી ત્રણ હજાર રજપૂત અશ્વાર એકઠા કરી શકે એમ હતું; અને લૂંટફાટ કરવાની ચડાઈમાં લડતાં કરતાં આવડે નહિ એવા પણ કામમાં લાગી શકે તેવા બે હજાર પાંચસેં વણકરોનો તે જમાવ કરી શકે તેમ હતું. તેણે વળી, તેવામાં ધોળકાના પરમાર કસબાતી બાવામિયાંના સો અશ્વાર રાખ્યા હતા. તેને બદલે તેને તેના પૂર્વજના તાબાનું બોટાદ કરીને રાણપુર પરગણાનું ગામ જે કાઠી લોકોના મુખ્ય સ્થાન જસદણની સામી બાજુએ છે તે આપ્યું હતું. ગોઘા શહર મોગલોનું બંદર હતું, તેથી ખંભાતના તાબામાં હતું. તે બારૂ કહેવાતું હતું અને તેનો અર્થ બંદરના જેવો જ ઘણું કરીને થાય છે, પણ વિશેષે કરીને તેના તાબામાં તેના સીમાડાની જમીન આવેલી હતી. ગાયકવાડ અને પેશ્વા વચ્ચે ગૂજરાતની વ્હેંચણ થઈ ત્યારે, ગોઘાનું બારૂં પેશ્વાના હાથમાં આવ્યું, અને બાકી રહેલી ગોહિલવાડની મુલ્કગીરી ખંડણી ગાયકવાડને લેવાની ઠરી. પણ પછીથી તે બધુ બ્રિટિશ સરકારના હાથમાં ગયું.

ગોહિલ વંશના રજપૂતોના હાથમાં બધાં મળીને આઠસેં ગામ હતાં, તેમાથી, આશરે છસેં ને પચાસ વખતસિંહના તાબામાં હતાં, ઠાકોરોએ ઘણું કરીને દુર્ગમ જગ્યાએ પોતાનું રહેઠાણ રાખ્યું હતું, અને કેટલાક તો પત્થરના મ્હોટા કિલ્લા બાંધ્યા હતા, પણ તેના ઉપર જોઈયે તેટલી તોપો રાખી ન હતી. તેમ જ, રક્ષણ કરવાને બીજાં પૂરતાં સાધન પણ રાખ્યાં ન હતાં. એ રજપૂતોની ન્હાના વંશની શાખાઓ થઈ છે તેમાં વળા, લાઠી, અને પાલિતાણા[૧]ની મુખ્ય છે. વળાની શાખાએ શીલાદિત્યના

---

૧ પાલીતાણા




૩ અર્જુન ૪ નોંઘણજી ૫ ભારોજી ૬ બનોજી ૭ શિવોજી ૮ હરોજી ૯ ખાંધોજી ૧૦ નોંઘણજી (બીજા) ૧૧ અર્જુનજી (બીજા) ૧૨ ખાંધોજી (બીજા) ૧૩ શિવોજી (બીજા) ૧૪ સરતાનજી ૧૫ ખાંધોજી (ત્રીજા) ૧૬ પ્રથરાજજી

સુરસિંહ થયો. તેને સ્વાધીન તેના અસલના ગરાસ પૈકી માત્ર પાંચ ગામ રહ્યાં. દામાજી ગાયકવાડના વારામાં લાનો લાખાજી કરીને ઠાકોર હતો. તેણે પોતાની પુત્રી દામાજી વ્હેરે પરણાવી, તેથી જ કરીને આ શાખાનો પૂરો નાશ થતો અટકી ગયો છે. આ સંબંધ થયો તેથી લાઠીના ગોહિલોને વડોદરા સરકારનો આશ્રય મળ્યો અને મુલ્કગીરી ખંડણી બીજા પાસેથી લેવામાં આવતી તે તેને માફ કરી હતી, પણ ગાયકવાડનું ઉપરીપણું માન્ય રાખવાને માટે પ્રતિવર્ષે એક ઘોડો આપતા હતા. ગોહિલપુત્રીની પ્હેરામણીમાં ચમડા પરગણું આપ્યું હતું તે મરાઠા વરને નામે પછવાડેથી દામનગર કહેવાયું.

અમે જે તાલુકાઓ વિષે લખ્યું છે તે સિવાય, કર્નલ વોકરના કાઠિયાવાડના ઠરાવમાં બીજા ઘણા રજપૂત તાલુકાઓ આવી ગયા છે, તેમાં મુખ્યત્વે કરીને કચ્છના જાડેજા[1] રજપૂતોની શાખા છે, પણ તેમના વિષેનું મૂળ સાહિત્ય અમને મળ્યું નથી, તેમ જ અમારા લખાણની વાત સાથે તેઓના કારભારનો કશો સંબંધ આવી લાગ્યો નથી, માટે તેમના વિષે અમે કંઈ લખતા નથી.



## પ્રકરણ ૮ મું

### બહુચરાજી—ચુંવાળ[2]

આરાસુરી (અંબા) માતા કરતાં દેવી શ્રી બહુચરાજી બહુ આધુનિક છે, તો પણ તેના કરતાં તેનો મહિમા કાંઈ ઓછો નથી, અને આરાસુરી માતા સાથે દાંતાના પરમારોનો સંબંધ જેમ છૂટો પાડી શકાય એમ નથી, તેમ જ બહુચરાજી સાથેનો ચુંવાળ રજપૂતોનો સંબંધ જૂદો કરી શકાય એવો નથી.

૧ જાડેજા રજપૂતોમાં કચ્છના મહા "રાવ" મુખ્ય છે અને તેમના ભાઈઆત ઘણા છે. કાઠિયાવાડમાં હાલાર અને મચ્છુકાંઠો જાડેજાઓનો છે. કાઠિયાવાડમાં જાડેજા—રાજા, ઠાકોર, અને તાલુકદારનાં નીચે લખ્યાં સંસ્થાન છે:—

૧ નવાનગર (જામનગર), ૨ મોરબી, ૩ ધ્રોળ, ૪ રાજકોટ, ૫ ગોંડળ, ૬ વીરપુર, ૭ કોટડા-(સાંગાણી) ૮ માળિયા, ૯ મેંગણી, ૧૦ ગવરીદડ, ૧૧ પાળ, ૧૨ ધડકા, ૧૩ જાળિયા (દેવાણી), ૧૪ ભાડવા, ૧૫ રાજપરા, ૧૬ કોઠારિયા, ૧૭ શાપર, ૧૮ લોધીકા, ૧૯ વડાલી, ૨૦ ખીરસરા, ૨૧ સીસાંગ ચાંદલી, ૨૨ વીરવાવ, ૨૩ કાકસીઆળી, ૨૪ ગોવા, ૨૫ કોટડા—(નાયાણી), ૨૬ દ્રાફા, ૨૭ સાતોદડ વાવડી અને ૨૮ મૂલી લાડેરી. તે સિવાય પાલનપુર એજન્સીમાં સાંતલપુર છે. તેના તાબામાં ૪૪૦ ચોરસ મૈલ જમીન, ૩૩ ગામ, આસરે અઢાર હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે પાંત્રીશ હજાર રૂપિયાની છે.

૨ "ચુંવાળ બહુચર બાળી જોવાને જઇયે" વલ્લભ ભટ્ટ

એક દંતકથા એવી છે કે, ચારણોની કેટલીક સ્ત્રિયો શલખનપુરથી[1] નીકળીને તેની પાસે એક ગામ હતું ત્યાં જતી હતી, તેવામાં કોળિયો તેમની ઉપર ટૂટી પડ્યા, અને તેઓને લૂંટી લીધી. તેમનામાં એક સ્ત્રી બહુચરા કરીને હતી, તેણે, પોતાની ન્હેનાતમાં એક છોકરો હતો તેની પાસેથી તરવાર ખુંચાવી લઈને પોતાનાં બન્ને સ્તન કાપી નાખ્યાં, ને તરત જ મરણ પામી. તેની બે બ્હેનો બૂત અને બલાલ કરીને હતી તેઓએ પણ આપઘાત કર્યો. પછી ત્રણે જણિયો દેવી થઈ તેમાંથી શ્રી બહુચરાજીની સ્થાપના સુંવાળમાં થઈ; બૂત માતાની, કોંટની પાસે અરજણ છે ત્યાં થઈ; અને બલાલ દેવીની, સિહોરની દક્ષિણમાં પંદર માઈલ ઉપર બાખલકું છે, ત્યાં થઈ.

જે ઠેકાણે બહુચરાજીનો કાળ થયો તે ઠેકાણે શંકુ આકારની પથ્થરની ખાંભી કરી. ત્યાર પછી તે ઠેકાણે ન્હાનું દેરૂં કર્યું, તે હજી લગણ છે. પ્હેલાની પાસે એક બીજું દેરૂં તેનાથી જરા મ્હોટું બંધાવેલું છે, ને તેની સામી બાજુએ છેક પાસે છે તેથી પ્હેલા દેરાનું બારણું ઘણું ખરૂં ઢંકાઈ ગયું છે. પ્હેલું દેવાલય સલખર[2] રાજાએ બંધાવેલું ક્‌હેવાય છે, તે કોઈ કલ્પી ક્‌હાડેલો પુરૂષ હોય એમ ખુલ્લી રીતે જણાય છે. અને બીજું મરાઠા ફડનવીસે બંધાવેલું ક્‌હેવાય છે. એ દેવાલયોની પાસે, પણ બીજી બાજુ ભણી, એક મ્હોટું દેવાલય છે તેને એક શિખર, અને બે ઘુમટ છે. તે દેરૂં સન ૧૭૮૩માં મોટા દામાજીનો ન્હાનો કુમાર અને ફત્તેસિંહનો ભાઈ માનાજીરાવ[3] ગાયકવાડ હતો તેણે બંધાવ્યું છે. એ દેવાલયની સામે એક અગ્નિકુંડ છે, તેની પછી એક ચાચર છે તેના ઉપર પ્રાણિયોનું બલિદાન આપવામાં આવે છે. દેરાની આસપાસ યાત્રાળુ લોકોને ઉતરવાને સારૂ કેટલાંક ઘર છે, અને પૂજાપાનો તથા બીજો જોઈતો પરચૂરણ સરસામાન વેચવામૂકવાનાં હારબંધ ઠેકાણાં છે. એક ખૂણામાં અષ્ટકોણની બે માળની દીપમાળ છે અને તે ઉપર ખુલ્લો ઘુંમટ છે, તે તેહેવારને દિવસે દીપકથી શણગારવામાં આવે છે ત્યારે ઝગઝગાટ થઈ રહે છે. દેવાલયોની અને તેઓના સંબધની ઇમારતોની આસપાસ કોટ બાંધી લીધેલો છે તેને બન્દુકો ફોડવાને સારૂ કોઠિકાં મૂકેલાં છે તથા ચારે ખૂણે ગોળાકાર ચાર બુરજ છે. કોટને ત્રણ દરવાજા છે, તે માંહેલો મુખ્ય છે તે ચોખૂણ બુરજામાં છે તે ઉપર મેડા છે તેના ઉપર નોબત અને બીજાં વાદિત્ર રહે છે. બુરજ ઉપર અગાશી છે તે ઉપરથી ખુલ્લી સપાટ પ્રદેશ ઉપર ચોગરદમ નજર પ્હોંચી વળે છે, અને ઝાડની ઘટામાં આવેલાં એવાં ગામડાંથી એ પ્રદેશ ભરચક દેખાય છે.

---

[1] "સલખનપુર સાચી મા બહુચરી" વલ્લભ ભટ્ટ [2] સલખન='સલક્ષણ' એવું નામ હશે. ર. ઉ. [3] અંગરેજી પુસ્તકમાં અરનોજ નામ છે.

તેમાં ચન્દુર, પંચાસર, અને વનોદ જે અણહિલવાડના પ્હેલા રાજાની વાત સ્મરણ કરાવે છે તે, તથા વાઘેલ જે રજપૂતોની છેલ્લી થયેલી શાખાવાળા- ઓનું પાલણું છે તે, તથા કર્ણસાગર જે તેની ખરેખરી વેળાના દબદબાનાં રાજકીય ખંડેર સહિત રહેલું છે તે, આ ઠેકાણેથી લક્ષમાં આણી શકાય છે. શંખલપુર સમીપમાં છે, અને તે કરતાં બહુ સમીપમાં એક નેસ છે, તે માતાજીને નામેનામ બેહુચર નેસ કહેવાય છે. કોટની આસપાસ બાવળ અને બીજાં એવાં જ આછાં પલ્લવવાળાં ઝાડની વાડ બની રહી છે. કોટની બ્હાર એક ન્હાનું ચોખંડું તલાવ છે તે "માન સરોવર" કહેવાય છે, તેના પાણીથી આશ્ચર્યકારક રીતે રોગની નિવૃત્તિ થયેલી છે તેથી તેનો મહિમા વધ્યો છે, માન સરોવરની પાસે બીજાં, એ કરતાં મ્હોટાં તલાવ છે પણ તેઓનો મહિમા એના કરતાં ઓછો છે.

અમદાવાદમાં મેવાડો બ્રાહ્મણ વલ્લભ ભટ્ટ થઈ ગયો. તેણે ઈ૦ સ૦ ૧૭૪૪ માં બહુચરાજીની ઘણી ગરબિયો બનાવી, તે સર્વ એકઠી કરવાથી બહુચરાજી પુરાણ થાય છે ને તેના યોગે કરીને બહુચરાજીનો મહિમા ઘણું કરીને ચાલેલો કહેવાય છે. બહુચરાજીનો તે દુર્ગા રૂપે ગુણ ગાય છે, પણ બહુ- ચરાજીનું નામ તેને આ વિના બીજા પ્રસંગે લાગુ પાડવામાં આવ્યું નથી. ગુજરાતમાં શ્રી બહુચરાજીનાં દેરા જૂદે જૂદે ઠેકાણે ઘણાક બંધાયાં છે તેમાં તેની મૂર્તિનું સ્થાપન નથી, પણ ઉગતો સૂર્ય સામો આવે એવી રીતના તાકામાં આંગી બેસાડવામાં આવે છે. નવરાત્રી અને બીજા તહેવારને દિવસે કોળિયો અને બીજા લોકો, જ્યારે તેનાં છોકરાં અને મિત્રોને માથે મોતની ધાસ્તી રાખવામાં આવે છે ત્યારે તેના નિવારણાર્થે સાધારણ હોમહવનની સાથે બકરાનો કે પાડાનો ભોગ આપે છે. આ ભોગ મ્હોટા દેરાની સામે ચાચર છે તેના ઉપર ખુલ્લી જગ્યાએ આપવામા આવે છે. બીજી વેળાએ રજપૂતો, કોળિયો અને બીજા લોકો ચાસન રીતે દારૂ અને માંસનુ બલિદાન બહુચરાજીને આપે છે, અને બ્રાહ્મણ તથા વાણિયા જે વામ માર્ગમાં હોય છે ને શક્તિપૂજા કરે છે, તેઓ રાત્રિની વેળાએ છાની રીતે આપે છે. આ નૈવેદ્ય માતાને ધરાવ્યા પછી તેઓ આરોગી જાય છે. બ્રાહ્મણ અને વાણિયાઓ પણ માતાને જીવતા કૂકડા ચડાવે છે, તેથી તેઓની સંખ્યા ઘણી વધી પડે છે અને દેરાની આસપાસ ભમ્યા કરે છે. આ કૂકડા માંહેલા એકની વાત એવી ચાલી છે કે એક હિમ્મતવાન મુસલમાન હતો તેણે તેને તળી ખાધો પણ પછી તેનું પેટ ફાડીને તે જીવતો બાહાર નીકળ્યો.

### સોરઠિયો દુહો.

"કુકડિયા ભોજન કિયા, તળિયા તેલાં તાય.
"એછાંના ઘટ માંય, તેં બોલાવ્યા બેચરા."

એ ઉપરથી, કોઈ માણસ બીજાનું લ્હેણું આપે નહિ ત્યારે ગૂજરાતમાં કહેવત ચાલે છે કે, "જોજે તને બહુચરાજીના કૂકડાની પેઠે થઈ પડતું." આંધળા, લૂલા અને બીજા ખોડીલા લોકો, તેમ જ જેઓને દીકરાની કે બીજા કશાની આશા હોય એવા લોકો બહુચરાજીની બાધા રાખે છે, તેઓ માતાને પારે જાય છે અને માન સરોવર ઉપર લાંઘવા બેસે છે અને તેઓની ઇચ્છા પૂર્ણ થવા વિષેનું માતાએ વરદાન આપ્યું એવું સાંભળ્યાની કલ્પના મનમાં ઉતરે છે ત્યારે જ ત્યાંથી ઉઠીને ઘેર પાછા જાય છે. બહુચરાજિયે જેને દીકરો આપ્યો હોય છે તેનું નામ તેના બદલામાં બેહેચર પાડે છે; જૈન ધર્મ માનનારા માણસો પણ બહુચરાજીની બાધા રાખે છે.

આ માતાના પૂજારી બ્રાહ્મણ લોકો છે, પણ વાજાં વગાડનારા અને બીજા ચાકર મુસલમાન જાતિના છે. દેરામાં જે ઉપજ આવે છે તેના ધણી કુમાળિયા છે, તેઓ સ્ત્રી, પુરૂષ, ન્હાનાં, મોટાં બધાં ગળીને સો છે, અને તેમને માતાએ ઉત્પન્ન કર્યા છે, એવું તેઓ માને છે. તેઓ બહુચરાજીની પૂજા કરે છે અને ત્રિશૂળ હાથમાં લઈને ફરે છે, તથાપિ તેઓ મુસલમાન ધર્મ પાળે છે અને અલ્લાઉદ્દીને જોરજુલમથી અમને વટાળ્યા છે એવું કહે છે. જે હલકી જાતની ભેટ હોય છે તે જ કુમાળિયાઓને મળે છે; જે વધારે મૂલ્યવાન્ હોય છે તે, દેરાના ખર્ચને સારૂ ગાયકવાડ સરકારની દેખરેખ તળે રાખવામાં આવે છે, આમ છતાં પણ, માતાની પાસે એક કાલરી ગામ છે, ત્યાંના રજપૂત જમીદારો કુમાળિયાઓનો હક્ક લેવાય છે તેમાંથી તેમને જે ભાગ મળે છે તેના ઉપર પણ દાવો ઉઠાવે છે. થોડાં વર્ષ ઉપર એ લોકો માંહેલા આશરે ચાળીસ જણા એકઠા થઈને બહુચરાજીના કોટને ત્રણે દરવાજે થઈને માંહે પેશી ગયા અને તેમના જોવામાં જેટલા કુમાળિયા આવ્યા તેમને કતલ કરી નાખ્યા. ખુની લોકો તે વેળાએ ન્હાશી ગયા ત્યાર પછી દશ કુમાળિયાઓને બહુચરાજીના દરવાજા આગળ ડાટવામાં આવ્યા. કુમાળિયા કરતાં પણ છેક હલકા શ્રી બહુચરાજીની સેવામાં રહે છે, તેઓ પાવૈયા કહેવાય છે અને લોકમાં ચાલે છે તે વાત સાચી હોય તો અસ્વાભાવિક વ્યવહાર તેઓ કરે છે. તેઓ બાયડિયોનો પોશાક પ્હેરીને માથે પુરૂષના જેવી પાઘડી પ્હેરે છે. તેમની સંખ્યા આશરે ચારસેંની થાય છે, તેમાંથી અર્ધા તો હુલવદ પાસે ટીકર ગામ છે ત્યાં રહે છે, અને બીજા હિન્દુ તથા મુસલમાન

ભીખારિયો ખીવરાવીને તથા પજવણી કરીને જેમ ભીખ માગે છે તેમ તેમના માંહેલા બાકી રહેલા પણ દેશમાં ભટકીને ભીખ માગતા ફરે છે. કેટલાક પાવૈયા પાસે બહુ પૈસો હોય છે એવું સર્વે લોકો કહે છે.

બહુચરાજીના દેરાથી થોડા માઈલને છેટે દેતરોજ કરીને એક ગામ છે, તે ચુંવાળના મધ્ય ભાગમાં છે. આ ઠેકાણે એ દેવીનુ એક બીજું દેરૂં છે તે અસલ છે એમ કેટલાએક માને છે. તે તેની પાસેના કોળી ઠાકરડાની કુળ-દેવી છે; ત્યાં નવરાત્રીને આગલે દહાડે આજલગી મેળો ભરાતો હતો અને ઠાકરડા એકઠા થઈને માતાને તેર પાડાનો ભોગ આપતા હતા. જંગલી ઠાકોરો આ મેળાએ દારૂ પીને ચકચૂર હતા તેને લીધે કજિયા ઉઠવાથી છેવટે લોહીની છોળો ઉડતી હતી, તેથી થોડા દિવસથી હવે દેતરોજનો માતાનો મેળો ભરાવા દેતા નથી, તો પણ તે દહાડો આવે છે ત્યારે ઠાકરડા દેતરોજની સીમમાં જૂદા જૂદા પડીને જાય છે અને એકેકો જણ બહુચરાજીને પાડાનો ભોગ આપે છે.

દેતરોજના કુળવાળાની સાથે સોલંકી રાજવંશના ઘરની શાખાના મુખીનો સંબંધ થયો હતો એવું ચુંવાળના દસોંદી ભાટ કહે છે. પણ તે ક્યારે થયો હતો તે જાણવામાં આવ્યું નથી. તેના વંશજ, કોળિયોની સાથે મળી ગયા, અને તેઓ માંહેલો એક કાનજી જે રાતના ઉપર નામથી ઓળખાતો હતો તેને તાબે ચુંવાળીસ ગામ હતાં તે ઉપરથી "ચુંવાળ" કહેવાય છે.[1]

---

[1] આ રજપૂત ઠાકોરો, અસલી વંશની જાતિયો સાથે નાયક થઈને સ્કાટલન્ડની હાયલ્યાન્ડરની જાતિઓના પરદેશી નાયકોને બરાબર મળતા આવે છે. "હાયલાન્ડની "જાતિઓના ઉપર સરદારી ચલાવનાર મહાન્ કુટુંબોના મૂળનુ શોધન બહુ પ્રાચીન "સમયથી કરતાં તેઓ બહુ કરીને ટુટાનિક જાતિના હતા એમ માલમ પડે છે, એ વાત "લક્ષમાં રાખવા યોગ્ય છે. મ્યાકડોનલ્ડ, મ્યાકલિયડ, અને મ્યાકીનટોશના જાગીરદાર "તાર્નેજિયન લોહીના હતા. ફ્રેઝર, ગાર્ડન, ક્યામ્બેલ, ક્યુમિન અને બીજા ઘણાક "નાર્મેન હતા. એમ જણાય છે કે સેલ્ટિક લોકો અનુગામી તરીકે, જેવા ખંતીલા, શૂરા, "અને સહનશીલ હતા તે પ્રમાણે તેમના ઉપર ઉપરી તરીકે કેટલાક પૂર્વ ભણીની "જાતિના લોકાની પેઠે, જેઓ નિયમમાં રાખવાને અને હુકમ ચલાવવાને વધારે યોગ્ય "હતા એવી જાતિના લોકોમાંના નાયકની તેમને અગત્ય હતી. એ સિવાય ગાર્ડનો અને "ફ્રેઝરોની બાબતમાં એમ થયું કે તે જાતિએ, પોતાનામાં ઘણી ન્હાની જાતિયોનો સમા-"વેશ કરીને, અને તરેહવાર નાના પ્રકારના સેલ્ટિક કિતાબ કબુલ રાખેલા એવા ભટકતા "લોકોને પોતાનામાં ગ્રહણ કરીને, પોતાના નાયકનું નામ ધારણ કર્યું; તે ઉપરથી ગાર્ડન "અથવા કુમિનનાં નાર્મેન નામ ભોગવનારા લોકો બહુ જ ચોખ્ખી એરસી ભાષા બોલતા "જેવામાં આવે છે. ગમે તો નાયકે જાતિનું નામ ધારણ કર્યું, અથવા જાતિયે નાયકોનું

કહે છે કે, એક સમયે જામનગરનો દસોંદી ઝાર ગઢવી કાશીની યાત્રા કરીને દેતરોજ આવી આ કાનજી રાતને ઘેર ઉતર્યો, ત્યાં તેની ઘણી પરોણાગત કરવામાં આવી, અને એક ઘોડો બક્ષિસ આપ્યો. ચારણે ઘેર જઈને કાનજી રાતનાં જામની આગળ બહુ વખાણ કર્યાં અને કહ્યું કે મને તમારો દસોંદી જાણીને મારૂં ભારે સન્માન કર્યું. આવી વાત સાંભળીને જામે કાનજી રાતને શિરપાવ મોકલ્યો. આ વેળાએ દેતરોજનો પટેલ ગોપી પટેલ કરીને ગામમાં રહેતો હતો તે બહુ બળિયો થઈ પડ્યો હતો. કાનજી રાનને આબરૂ આપવામાં આવી તેની તેણે અદેખાઈ કરવા માંડી, અને ગામ છોડીને જવાની તેને આજ્ઞા કરી. તે પ્રમાણે કાનજી દેતરોજથી નીકળીને ત્યાંથી બે ગાઉ ઉપર જંગરાપરૂ છે ત્યાં જઈને રહ્યો. એવામાં શ્રાદ્ધના દિવસ આવ્યા ત્યારે કાનજી રાતે પોતાના બાપના શ્રાદ્ધને દહાડે દેતરોજમાં દૂધ ઉઘરાવવા સારૂ પોતાના હજામને મોકલ્યો. હજામ દૂધ ઉઘરાવતો ઉઘરાવતો ગોપી પટેલને ઘેર ગયો, અને કહ્યું કે, તમારે પણ દૂધ આપવું જોઈયે. પટેલ કોપાયમાન થઈ ગયો, અને ઉઘરાવી આણેલા દૂધનો ઘડો પોતાના ચાકરો પાસે ફોડાવી નંખાવ્યો; તેથી હજામ રોતો રોતો કાનજી રાત પાસે ગયો. તે ઉપરથી પટેલની વર્તણૂંક જોઈને કાનજીને બહુ માઠું લાગ્યું પણ તે વખતે તે ગમ ખાઈ ગયો. આ વેળાએ એક ચારણ કાનજીને ઉતારે આવ્યો, અને તેનું ગીત કહીને એક પામરી માગી. કાન-

---

"નામ ધારણ કર્યું પણ નાયકોના વધારે શ્રેષ્ઠ સુધારા ઉપર જૂની લૌકિક રીતભાતો "અને ગુણની તોડી પડાય નહિ એવી સત્તા ચાલી અને તેઓનાં કુટુંબો રહેતાં રહેતાં, "જે લોકો ઉપર રાજ્ય ચલાવતા હતા તેઓની સંસારી રીતભાત અને બોલી પોતા- "નામાં દાખલ કરી આવો અદ્દ્ભુત બનાવ આયર્લૅન્ડમાં પણ બનેલો છે. ત્યાં 'અતિ- "ભ્રષ્ટ થયેલા અંગરેજ' જે સેલ્ટિક આઇરિશ લોકો ભેગા પ્હેલી દર પ્હેડીથી રહેતા "હતા તેઓએ જે લોકોને સુધારવાની આશા રાખતા હતા તેઓની રીતભાત અને "પોશાક પોતાનામા દાખલ કરીને બ્રિટિશ સરકારનો જારી ધાક અને પાર્લામેન્ટનો "શિક્ષા કરે એવો ક્રોધ વ્હોરી લીધો."—અર્ન્સ લાઇફ આફ્ સિમન, લાર્ડ લોવાટ.

ગૂજરાતના રજપૂત કોળી ઠાકોરોની ટીપ આ પ્રમાણે છે—ચુંવાળમાં, કુકવાવ, ભંકોડા, છનિયાર, અને દેકાવાડાના સોલંકિયો, કટોસણ, ઝિંઝુવાડા, અને પનારના મકવાણા; સાબરમતીના કિનારા ઉપરના ઘાંટી અને પાઘપુરના રાઠોડ, ચરોતરમાંના ધોડાસરના ડાભી, મહીકાંઠામાંના આમલિયારાના ચોહાણ, ડાકોરના વાઘેલા આ દરેક કુટુંબવાળા પ્રથમ કોળિયોના સબંધમાં આવ્યા એટલે જે જાતિના તેઓ રજપૂત હતા તે જાતિથી જૂદા થયા, અને જો કે એ માંહેથી ઘણાએક હિંદુની ઊંચી વર્ણને મળતો આવે એ પ્રમાણે ફેરફાર કર્યો, તથાપિ અગત્ય પડતી ગઈ તેમ તેમ કોળી લોકોની રીતભાત તેઓને દાખલ કરવી પડી   ર. ઉ.

જીની પામરી આપવાની શક્તિ ન હતી, તેથી દિલગીર થઈને એક દુહો કહ્યોઃ–

કોન પાપસેં અવતરે, બડે બાપકે પૂત,
માગણ માગે પામરી, ઘરમેં મિલે ન સૂત.

કાનજિયે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે આપણે હવે દેતરોજની માતાએ જઈને આપણો ભોગ આપવો. પછીથી તે સુઈ ગયો, ત્યારે માતાએ સ્વપ્નમા આવીને તેને કહ્યુ કે, "તુ ગભરાઈશ નહિ, નવરાત્રીની આઠમે દેતરોજ આવજે; ગામના ઝાંપામાં એક પાડો તને સામો મળશે "તે પાડો મને ચડાવજે. પછી પટેલનું ઘર લૂંટજે, તેમાં તારી જિત થશે "આ સ્વપ્નની વાત ખરી છે તેની તારા મનમાં ખાત્રી થવા સારૂ હુ "આ તને એક પામરી આપુ છુ તે ચારણને આપજે." આ પ્રમાણે કહીને માતા અલોપ થઈ ગયાં; કાનજી જાગ્યો અને તેણે જોયુ તો પોતાની પાસે પામરી પડેલી હતી. તેણે સવારમા ઉઠીને ચારણને તે આપી. પછી નવરાત્રીની આઠમ આવી ત્યારે પોતાના મિત્રોના બસે અશ્વાર હથિયારબંધ લઈને દેતરોજ ઉપર ચઢ્યો. ત્યાં ઝાપામાં પટેલના ઘરનો એક અલમસ્ત પાડો મળ્યો, તેનો માતા આગળ ભોગ આપ્યો અને તેનુ રૂધિર તેણે માતાને ચડાવ્યું. આ વેળાએ પાદશાહનુ થાણુ દેતરોજને પાદર કિલ્લામાં રહેતુ હતું ત્યા કાનજી રાતે પોતાના એક સો અશ્વાર તેમના ઉપર નજર રાખવા સારૂ મૂક્યા, અને બાકી રહેલા સો પોતાની સાથે લઈને પટેલને ઘેર ગયો, અને કહ્યુ કે તું મને નમન કરય, પણ ગોપી પટેલે તેમ કરવાની સાફ ના પાડી, ત્યારે તેણે પટેલને તથા તેના છ દીકરાને ઠાર કરી નાખ્યા. સાતમા દીકરાને તેણે જીવતો રાખ્યો. તેના વંશમા કાલિદાસ થયો, તે આજે દેતરોજની પટેલાઈ કરે છે.

પટેલને માર્યો તે બાબતની દિલ્હી ફરિયાદ કરી, તે ઉપરથી પાદશાહે કાનજીને વશ કરવા સારૂ આઝીમખાનને મોકલ્યો. તે વેળાએ દેતરોજની આસપાસ ઘણી વિશાળ ઝાડી હતી. તે "ઝાંગરાની ઝાડી" કહેવાતી હતી, તેના સંબંધમાં એક નીચે પ્રમાણે વાત છેઃ—

જ્યારે દારાશાહ પોતાના ભાઈથી નાસેંડુ રમી, દેતરોજ આવ્યો ત્યારે કાનજિયે કહ્યુ કે "તમે અહિ રહો અમે તમને રાખીશુ." ત્યારે દારાશાહે કહ્યુ કે "તમારે કિલ્લો ક્યાં છે કે મને રાખી શકશો?" કાનજિયે તેનુ ઉત્તર આપ્યુ કે "આ ઝાડી છે તે કિલાથી પણ સરસ છે." એટલે દારાશાહ બોલ્યો કે "એટલી ઝાડી તો પાદશાહના ઊંટ ચરી જાય અને તેનાં લાકડા "તો પાદશાહનાં ઘોડાંની મેખો થાય એટલાં છે. તો પણ તમને સાબાશ

"છે કે તમે આટલી હિમ્મત રાખો છો" એ પ્રમાણે ફરીને દારાશાહ સિંધ[1] ગયો. હવે આઝીમખાન ત્યાં આવી પ્હોંચ્યો અને તેણે બધી ઝાડી કપાવી નંખાવી, ત્યારે કાનજી ત્યાંથી ન્હાશી કટોસણ ગયો, ત્યાં તેનો વ્હેવાઈ જશવંતસિંહ કરીને રહેતો હતો. તે બંને મળીને આઝીમખાનની સામે થયા, પણ છેવટે તેઓને ન્હાશીને ઝિંઝુવાડે જવું પડયું. ત્યાં જેહોજી મકવાણો હતો, તેણે તેમને રાખ્યા. પણ પછીથી ત્રણે જણને કાકરેજ પરગણામાં થરા ગામમાં ન્હાશી જવું પડયું; તે વેળાએ ત્યાં કોળી ઠાકોર કુંપોજી રાજ્ય કરતો હતો. કુંપોજી તેમની સાથે મળી ગયો અને ચારે જણા ન્હાશીને કરજા ડુંગરમાં ગયા. ત્યાં તેઓ બાર વર્ષ સુધી રહ્યા. અને બ્હારવટું કરવા લાગ્યા. પછી ચંદુર ગામનો કરમશી કરીને એક વાણિયો આઝીમખાનનો મ્હેસુલ ખાતાનો કામદાર હતો, તેણે તેમનો પાદશાહ સાથે મેળાપ કરાવ્યો અને તેમનાં પરગણાં પાછાં અપાવ્યાં. તે ઉપરથી ઠાકરડાઓએ કરમશીને કૉલ આપ્યો કે અમારી જાતમાંનો ચંદુર ગામને પાદર કોઈને લૂંટશે નહિ તથા ચંદુરના કોઈ માણસને કાંઈ નુકસાન કરશે નહિ.

ગીત.

સુણે ધોંહ[2] ગોપી તણી ક્યારી શાહરી, ચવે[3] ફરિયાદ, કો કાન ચૂકે[4];
"મરદ ઉમરાવ ગૂજરાત લે મોકલો, "ઝાંગરો કાનરો કરે ઝૂકો[5];"
માન સન્માન આઝીમખાં મેલિયો, કરવા કાજ ધર [6]સૂત કાંઠા[7];
કાન, જશવંતને ઝંઝેરી[8] કા'ડિયા, નરપતિ જેશિયા સોત ન્હાઠા.
કુમો સન્માન દીવાન આઝીમ કિયો, મેહેપ[9] કેતાક કરજોડ મળિયા;
ધડક[10] આઝિમ તણી નાશ થરા ધણી, ચાર કરજા સરે ભૂપ ચડિયા.
ઉતર્યા કરજેથી ધન્ય હાં આગમણ,[11] કહે બો[12]વાત મોહેથી કથવી;
જશવંત, કાન કુંમરાજ, જેશિયો રાખિયા વાડ ઉનાડ રથવી.[13]

આ બનાવ બન્યા પછી કાનજિયે દેતરોજ વગર અડચણે પોતાના તાબામાં સાચવી રાખ્યું, અને તેણે ઘણી સત્તા અને કીર્તિ મેળવી. તેમ જ વળી એમ પણ કહેવાય છે કે અકબરે તેને રાજચિહ્ન—નોબત, ચોપદાર, અને આફતાબગીરી (સૂરજમુખી) આપ્યાં હતાં.

---

૧. સિંધ જવા પ્હેલા દારાશાહ કચ્છ ભુજ આવ્યો ત્યાના રાવે તેને માનથી રાખ્યો અને જે વાડીમાં ઉતારો આપ્યો હતો તે વાડી આજ પણ "દારા વાડી"ને નામે ઓળખાય છે. ત્યાથી તે સિંધ ગયો. ૨. ઉ.

૨ ફરિયાદ ૩ કહે. ૪ ચુકાદો કરે, પરન્તે. ૫ લડાઈ ૬ સિંધુ ૭ મહીકાંઠો ૮ મારી હઠાવ્યા. ૯ રાજા. ૧૦ ધાક. ૧૧. હિંમત ૧૨ બહુ ૧૩ ચંદુરવાળા કરમશી અથવા કુમાનું બાર નામ.

કાનજીની પછી તેના ત્રણ દીકરા—રામસિંહજી, અદેભાણજી અને નારણજી થયા. તેમાંથી નારણદાસની છત્રીનો ચોતરો ચુંવાળમાં ભંકોડામાં છે. અને ત્યાં એક લેખ છે તેમાં લખ્યું છે કે રાત શ્રી નારણસિંહની છત્રી ભાઈ શ્રી હરિસિંહજી, અને તેના કુમારથી કાનાજિયે સન ૧૭૨૦ માં બંધાવી છે.

ન્હાના કાનાજિયે તેની પ્હેલાં થએલા કાનજીની કીર્ત્તિની બરાબરી કરેલી જણાય છે.

(દુહો.)

કાના તરકસ કાનરો, તેં બાંધ્યોજ જુવાણ[1];
બીજે ઓજ ન ઉપડે, દેત રોજ દેવાણ[2].

કાનજી રાતની પેઠે એ પણ મુસલમાનોની સાથે લડાઈમાં મર્યો હતો.

ગીત.

દણી[3] કરતી બકોર સોર ગઈ શાહ આગે દોડી,
ભણી બાત સુણી સાચી શ્રવણે સભાણ[4];
"આગરે કહાતો જ કે ઝાગરો કાનરો આગે."
"કાનરો ઝાંગરો દુજો હુઓ દુજો કાન." ૧

જંજાળા લહે ભડાં ત્રબાળાં ધરાવે જોર,
સુઢાળા વધેસે કાળા નાઢાણી સતાબ;
"પેંગાળા કાકશા ધોખા," સુણો શાહ કે પ્રજા,
"નેજાળા ધજાળા સોતા મારિયા નવાબ." ૨

મારકા હસમ મળે ફારકા જોરકા મડે,
ધુમાડે ત્રવડી ઘટા કાઢે સત્રા ધાણ;
ગવાડે સિંધુડા રાગ, નમાડે ત્રવકા ગઢા,
બજોડે બાવરી ગાદી હરો અદેભાણ. ૩

---

૧ જુવાનીમા ૨ દેવ ૩ દુનિયા ૪ સભા

૧ દુનિયા સોર બકોર કરતી દોડીને પાદશાહ આગળ ગઈ અને સાચી વાત કહી, તે પાદશાહની સભાએ સાભળી કે, "જેમ આગળ આગરામા ઝુઝારો કાન કહેવાતો હતો તેવો બીજો ઝાગર કાન પેદા થયો છે

૨ તે જંજાગો અને યોદ્ધા સાથે લઈને જોરથી નોબતો વગડાવે છે અને તે નાઢાજીને પુત્ર કાળા સૂઢાળા હાથિયોને વધાવે છે પ્રજા પાદશાહને કહે છે કે, "સાભળ! તેણે નેજા નિશાનવાળા નવાબોને માર્યા તો પાયદળને મારવુ એમા શું?"

૩ તે ઘણા જોરથી મડીને બહુ ઘા કરી પાર મેલે છે અને ત્રેવડી ફોજ ફેરવીને શત્રુઓનો ઘાણ કહાડે છે, સિંધુ રાગ ગવરાવે છે અને ત્રેવડા વાંકા કિલ્લા નમાવે છે એ અદેભાણજીના વશનો પોતાના બાપની ગાદી શોભાવે છે.

એ આંકી શાહસુ સદા ધરેણો કાનરો આગે,
ધરે શાહ તણી સરે મટે નહિ ધાહ;
"વાહ વાહ" હુઈ એ તો જામ રાવ આગે વાર્તા,
શાહરા રસાલા પાડે કાનો પાદશાહ. ૪

ભાટ જે નાયકનું વર્ણન કરે છે તેનામાં શૂરવીરપણાની સાથે ઉદારતાનો ગુણ અગત્ય કરીને જોઇયે. કાનજીની ઉદારતા નીચેના છપ્પયમાં વર્ણવેલી છે —

ઈંદ્ર[1] વુઠે પખ આઠ, માસ બાર તું ઝડ મંડે,
તે કરે સરસ કેદાર, તું વેદુઆં દરિદ્ર વિહડે,
એ ગાજે અણી ઉપર, ગાજતો તુ ઘમસાણ,
એ વુઠે ધન ધાન, તું તો વુઠે કેકાણે,
દેતરોજ રાણ મોજાદઝલ, દન દન શવદ દાખિયે;
કેનાણી તુ નાઢાસ તન, ઈંદ્ર સમોવડ આખિયે.

ચુંવાળનો માત્ર ચોથો ભાગ કાનજીના તાબામા હોય એમ જણાય છે. ચુવાળના ચાર તાલુકા પડ્યા હતા—કોકવાવ, ભંકોડું, છનિયાર અને દેકાવાડા. પણ એ ભાગ ક્યારે પડ્યા હતા તે જાણવામા આવ્યુ નથી. કાનજી હેયાત છતાં પોતાના ત્રણ દીકરાઓને ગામની વ્હેંચણી કરી આપી હતી, મ્હોટો દીકરો નથુભાઈ હતો તેને રામપુરા, કાનપુરા, અને કાંજ, એ ત્રણ ગામ મળ્યા. બીજો દીકરો દાદો હતો તેને દશલાણું તથા નારણપુર આપ્યુ, ત્રીજો ભૂપતસિંહ હતો તેને કોઇતિયુ, તથા ધરેશણ આપ્યુ. બાકી રહેલા ગામ ભંકોડા, કાંતરોળી ચુડાણીનું પરૂં, દાંગડવુ, બાલશાસન, એંદરા, અને કદવાહણ, કાનજિયે પોતાને સારૂ રાખ્યાં.

કાનજીનું મરણ થયુ ત્યારે ભૂપતસિંહ બાર વર્ષનો હતો, તેને તેના ભાઇયોએ કહાડી મૂક્યો, એટલે તે છનિયારના ઠાકોરને ત્યાં જઈ રહ્યો. એ

૪ શાહની સાથે સદાય કાન લડાઈ મચાવે છે, શાહની રૈયતની ધાસ્તી મટતી નથી જામની આગળ વાતો થઈ કે, "વાહ વાહ કાનો પાદશાહી શાહનો રસાલો નાશ કરી નાખે છે

૧ ઇન્દ્ર તો આઠ પખવાડીય વરસે, અને તુ બાર માસ વરસે છે તે ઇન્દ્ર ક્યારડાને સરસ કરે છે અને તુ વિદ્વાનોનું દારિદ્ર કાપે છે, તે પૃથ્વી ઉપર ગાજે છે અને તું લડાઈમા ગર્જના કરે છે, તે ધન અને ધાન્ય વરસાવે છે, અને તું ઘોડો વરસાવે છે (આપે છે) ઓ! દેતરોજના રાણા! દાનના આપનાર, ચન્દ્રની પેઠે દિન દિન વધતો હું તને ઓળખુ છું ઓ! નાઢાજીના દીકરા કાન! અમે તને ઈન્દ્ર બરાબર કહિયે છિયે

ઠાકોર એનો વેગળેનો સગો થતો હતો. ભૂપતસિંહની પાસે એક બકરો હતો, તે તેનો ઘણો માનીતો હતો, તેને અને છનિયારના ઠાકોરના બકરાને એક દિવસે લડાઈ થઈ, તેમાં તે માર ખાઇને પાછો હઠયો. આ ઉપરથી ભૂપતસિંહને પોતાના બકરા ઉપર ક્રોધ ચઢ્યો, અને તેને કહ્યું, "ધિક્કાર છે તને કે તેં મારી આબરૂ લીધી." પછી તેણે બકરાનું ડોકું વ્હાડી નાંખ્યું. છનિયારના ઠાકોરને બ્હીક લાગી કે ભૂપતસિંહ એ જ પ્રમાણે મારાં બાળકો સાથે ગુસ્સે થઈને કદાપિ તેમને નુકસાન કરશે. એવો વિચાર કરીને તેણે ભૂપતસિંહને બીજે ક્યાંયે રવાને કરી દેવાનો નિશ્ચય કર્યો. ભૂપતસિંહને તેના બાપે કોઇતિયું ગામ આપ્યું હતું ત્યાં તે જઇને રહ્યો. પનારનો કુંપોજી મકવાણો હતો, તેને એક દીકરી હતી તે ભૂપતસિંહને દેવાને તેના કામદાર પથુએ તેને સલાહ આપી. કુંપોજી આખા દેશમાં મ્હોટો પ્રખ્યાત ઠાકોર હતો, તેણે પોતાના કામદારને કહ્યું કે ભૂપતસિંહને કાંઈ ધરતી નથી તો એવો વિચાર થાય જ કેમ? ત્યારે કામદારે કહ્યું કે જો તમે ભૂપતસિંહને મદદ કરશો તો તે પોતાનો ગરાસ પાછો વાળશે. આ ઉપરથી તે જવાન ઠાકરડા સાથે કુંપાજીયે પોતાની કન્યા પરણાવી, અને બે હજાર કોળિયોને એકઠા કરીને, તેના ભાઈ દાદાને, અને તેના દીકરા બનેસિંહને દશલાણામાં ઠેર કર્યા તે ઉપરથી તેનો બીજો ભાઈ નથુભાઈ ડરીને ન્હાશી ગયો. તે પ્રથમ તો કટોસણમાં જઈ રહ્યો, અને પછી, ઘાંટી ગયો, એટલે ભૂપતસિંહે આવીને પોતાના બાપનો અને ભાઇયોનો ગરાસ લઈ લીધો અને ભંકોડામાં ગાદી કરીને રહ્યો.

ભંકોડામા ગોસાઈના મઠમાં એક અતીત રહેતો હતો, તે ભૂપતસિંહની માની પાસે જતો હતો, તે ઉપરથી તેના વાણિયા કારભારિયોએ એ વાત ગોઠવીને ભૂપતસિંહને કહ્યું કે અતીત દરબારમાં આવે છે, તેથી તમારી ખોટી વાત થાય છે. ભૂપતસિંહને તેથી ઘણો ક્રોધ ચઢ્યો, અને પોતાની તરવાર વતે તેણે તેની માને ઠેર કરી, તે ઉપરથી અતીત ન્હાશી ગયો, અને ફરીથી કદિ પાછો આવ્યો નહિ. પણ તેનો ચેલો તેના મઠનો ધણી થઈ પડ્યો.

આ વેળાએ પનારના કુંપાજી મકવાણાના "મેલીકરો," જે લુટારા હતા, તેમણે એક બાજુએ વઢવાણ અને લીંબડીથી તે બીજી બાજુએ અમદાવાદ સુધી આખા દેશમાં ચડાઇયો કરવા માંડી. સાણંદના રાજાએ કુંપાજીને દર વર્ષે દીવાળીને દહાડે એકેકો ઘોડો આપીને પોતાના તાલુકામા લૂટફાટ કરવી નહિ એવો ઠરાવ કર્યો. કુંપાજિયે બીજા ઘણાં ગામડાંમાંથી પાલ ઉઘરાવવા માંડી માંડલનો જેઠો પટેલ હતો તે મરાઠાઓનો બહુ માનીતો થઈ પડ્યો હતો, અને પેશ્વાની ફોજ ભોમિયા તાલુકદારો પાસેથી મુલ્કગીરી

ખંડણી ઉઘરાવવાને આવતી હતી ત્યારે તેની સાથે તે જતો. એક વાર હળવદના રાજ પાસે ખંડણીને પેટે પેશ્વાના બે લાખ રૂપિયા ચડી ગયા હતા. જેઠા પટેલ બાકી વસુલ કરી લેવાના બંદોબસ્ત સારૂ ત્યાં ગયો. તેવામાં, તે કુંવર ન્હાનો હતો તેથી, ત્યાંની રાજમાતા એ તાલુકાની વ્યવસ્થા કરતી હતી. તેણે જેઠા પટેલને કહ્યું કે હમણાં તો મારી પાસે દેવું આપવાને કાંઈ નથી, કેમકે થોડા દિવસ ઉપર વઢવાણના ઠાકોરે મારો મુલક ઉજ્જડ કરી દીધો છે, અને મને એક ઘડીની નિરાંત વળવા દેતો નથી. જેઠા પટેલે ધમકી આપીને કહ્યું કે મારા માગવા પ્રમાણે આપવામાં આવશે નહિ તો ગામ બાળી નાંખીને જોરજુલમથી લઈ લેવામાં આવશે. એમ કહીને તે ચાલતો થયો. હવે કુંપાજીને તે બાઈ ભાઈ કહીને બોલાવતી હતી, તેથી તેણિયે તેને તેડ્યો અને કહ્યું કે જેઠા પટેલ મરશે નહિ ત્યાં સુધી મને જંપ વળશે નહિ. આ વેળાએ જેઠા પનારના છરિયાળા ગામને પેશ્વાની વતી તોરણ બાંધવાને આવ્યો હતો. કુંપાજીને તેની સાથે લડાઈ કરવાનો આ સારો લાગ મળ્યો. અને પોતાની તરવારવતે તેને ઠેર કર્યો તેથી સર્વ ભોમિયા બહુ જ રાજી થયા.

આ બનાવ બન્યા પછી કુંપાજિયે એક સો પચાસ બખ્તરિયા અશ્વાર લઈને અમદાવાદની પાસે ઓડ કમોદ ગામ છે, તે ઉપર હુમલો કર્યો અને ત્યાંથી ઢોર વાળી ગયો. એ ગામમાં મરાઠાઓના સાઠ અશ્વારોનું થાણું હતું, તે વ્હારે આવ્યું, પણ તેમની સાથે કુંપોજી લડ્યો અને તેમના માંહેલા વીશ માણસોને મારીને તેમને પાછા હઠાવ્યા, તેમાં તેનાં માત્ર ચાર માણસ માર્યાં ગયાં. પણ સરખેજમાં એક બીજું થાણું હતું ત્યાંથી માત્ર ૭ અશ્વાર અને બે ડંકા લઈને એક વાણિયો કામદાર, કોળી લોકો ઉપર એકદમ ચડી આવ્યો, તે વેળાએ તેઓ એક ઠેકાણે મેલાણ કરીને પડ્યા હતા. મેલીકરોએ ડંકાનો અવાજ સાંભળીને ધાર્યું કે કોઈ સરદાર ઘણી ફોજ લઈને ચડી આવે છે, એટલે તેઓ ન્હાશી ગયા. કુંપોજી ઠાકોર જેવો ઘોડો દોડાવીને જતો હતો, તેવો જ તેને ભાલો ઘોંચવામાં આવ્યો એટલે તે નીચે પડ્યો. મરાઠા તેનું મડદું લઈ ગયા, અને તેઓના ગામ ઉપર કદિ હલ્લો કરવો નહિ એવું વચન કુંપાજીના દીકરા શાંતાજિયે આપ્યું ત્યારે તેને મડદું સોંપ્યું. એટલે શાંતાજિયે પનાર આગળ તેને અગ્નિદાહ દીધો, અને ઓડ કમોદ આગળ તેનો એક પાળિયો કરીને સ્થાપ્યો.

હવે ભૂપતસિંહની વાત પાછી ચાલુ કરિયે છિયે.—મલ્હાર રાવ ગાયકવાડે કડીથી ભૂપતસિંહને કહાવ્યું જે ગાયકવાડનાં ત્રણ ગામ—કાંત્રોડી, કોઘતિયું, અને ઘરેસણું, અમારા દફતરમાં લખાય છે, અને તમે ખાઓ છો

તે અમારે તાબે કરો. પણ ભૂપતસિંહે માન્યું નહિ, તેથી કેટલાંક વર્ષ સુધી તકરાર ચાલી. એક સમયે પાટણના એક વેપારીનો રેશમનો માલ ગાડામાં ભરીને લઈ જવાતો હતો, અને તે વેપારિયે છનિયારવાળા ઠાકરડાનું વળાવું લીધું હતું. તે માલ ભૂપતસિંહે દશલાણા અને ભંકોડા વચ્ચે પડાવી લીધો. પણ પછી ભૂપતસિંહે ચૌદ હજાર રૂપિયા દંડ લઈને વેપારીને તે માલ પાછો આપ્યો. તેની આવી વર્તણુંકને લીધે તેને છનિયારવાળા સાથે ભારે વેર બંધાયું, તેમાં બંને બાજુનાં ઘણાં માણસ મરાયાં. અને એક પ્રસંગે ભૂપતસિંહ બંદુકની ગોળીથી ઘાયલ થયો, પણ છેવટે તેને આરામ થયો. પછી કડિયેથી મલ્હાર રાવનો ભાઈ હનમંતરાવ મરાઠી ફોજ લઈને ભંકોડે આવ્યો, અને ભૂપતસિંહને કહાવ્યું કે તમે માથે[1] પાણી ઘાલો છો તેથી અમે પાઘડી બંધાવવાને આવ્યા છિયે. ત્યારે ભૂપતસિંહે કહ્યું જે અમારે તમારી પાઘડી બાંધવી નથી અને મરાઠાઓને અમારા ગામમાં પેસવા દઈશું નહિ. આવું સાંભળીને હનમંતરાવે પાસેનાં ગામડાં આગળ પડાવ કર્યો, અને કડિયે કહાવી મોકલ્યું કે, ભૂપતસિંહને છેતરી પકડી શકાય એમ નથી. તે ઉપરથી મલ્હાર રાવે બાંહધર આપીને ભૂપતસિંહને કડી તેડાવ્યો. ત્યાં તે જઈ પ્હોંચ્યો એટલે તેની પાસે પેલાં ત્રણ ગામ ફરીને માગ્યાં, પણ ભૂપતસિંહે તે વાત માની નહિ. આ વેળાએ કાપણીની મોસમ હતી, અને ખેતરોમાં માલ ઉભો હતો, તે ઉજ્જડ કરીને પોતાનો કબીલો વિરમગામમાં મૂકીને ભૂપતસિંહ બ્હારવટે નીકળ્યો. તે વેળાએ ભૂપતસિંહની પાસે પોતાના ત્રણસેં અશ્વારો હતા અને જરૂર પડે ત્યારે પોતાની સાહાય્યતામાં બે હજાર માણસો મેળવી શકે એવું હતું. તેણે પછી ગાયકવાડનાં ગામડાં લૂંટવા માંડ્યાં.[2]

ભૂપતસિંહના પૂર્વજ કાનજી રાતને પાદશાહે નોબત, ચોપદાર અને આફતાબગીરી (સૂરજમુખી) આપ્યાં હતાં, તે પોતે પણ રાખતો હતો. ભંકોડામાંથી ભૂપતસિંહના ઉચાળા ગયા પછી, કડિયેથી મલ્હારરાવે આવીને ભૂપતસિંહની મેડિયો તોપથી પાડવા માંડી, ત્યારે એક ચારણે મશ્કરીમાં કહ્યું કે,—"ભૂપતસિંહ લડે એમાં નવાઈ શી? પણ હાલ તો એના ઘરની

---

૧ માંદુ માણસ સાજું થાય છે ત્યારે તેને પ્રથમ નવરાવવામાં આવે છે તેને માથે પાણી ઘાલવું કહે છે.

૨ ભૂપતસિંહે મરાઠાઓને સતાવ્યા વિષે નીચેનો એક દુહો પ્રસિદ્ધ છે.

દેતરાના દનીયા ગાજ, દખણી કરતા કામ'
વલી ને કાઢ્યે પોલ, ભાલાની અણીએ ભૂપતા.

ઈંટા યોદ્ધાપણું ધારણ કરીને લડે છે." આવું વચન સાંભળીને મલ્હાર રાવ શરમાઈને પાછો વળ્યો. પછી ભૂપતસિંહ ઘણા દિવસ સુધી મરાઠાઓને ત્રાસદાયક થઈ પડ્યો.

(દુહા)

ભંડાકુ ને કડી લડે, જાણે સતારા જામ;
ભડવા[1] ચાલ્યો ભૂપતો, રાવણુ માથે રામ.
કાનાણી[2] કળખો તણા, ભેજા ભરખણુહાર;[3]
ભડ થઈ ડાકણુ ભૂપતા, તું વાળી તરવાર.
મહિલા[4] જે મરાઠા તણી, કેમ સજે શણુગાર;
ભડતો ઊભો ભૂપતો, માથે મોટો માર.
રાવે[5] રાફ[6] ન જાણિયો. ધર્યો વશંસે પાગ;
ભડ અજરાયલ[7] ભૂપતો, જગવેયો જડનાગ.
કડી ઉબેલી[8] કા'ડશે, કરશે કૉલકરાર;
ધર[9] ભોગવશે ભૂપતો, મરશે રાવ મલ્હાર.
કાળા કંઈ ડંબર કરે, ઠાલા તુરકડાપ;
ભલ તે કીધા ભૂપતા, ચોખંડ ચાકરડાપ.

જ્યારે કડીમાં મલ્હાર રાવની સ્રીને કુવર અવતર્યો ત્યારે તેની દાસી ગાંધીની દુકાને સૂંઠ લેવા ગઈ, કેમકે બાળક જન્મ્યા પછી શક્તિ આવવાને સારૂ હિન્દુ સ્ત્રિયો તે ખાય છે. દાસિયે ફરી ફરીને ગાંધીને કહેવા માંડ્યું કે, "તમારી દુકાનમાં સારામાં સારી સૂંઠ હોય તે આપજો." તે સાંભળીને ગાંધી બોલ્યો કે, "સારી સૂંઠ હતી તે તો ભૂપતસિંહની મા ખાઈ ગઈ, હવે તો "કૂચા રહ્યા છે." દાસિયે પછી ઘેર જઈને જે બન્યું હતું તે મલ્હાર રાવને કહ્યું. તે ઉપરથી તે ગાંધી ઉપર કોપાયમાન થયો અને તેની દુકાન લૂંટી લીધી. પણ ભૂપતસિંહના જાણવામાં આ વાત આવી ત્યારે ગાંધીનું જેટલું નુકસાન થયું હતું તેટલું તેને ભરી આપ્યું. આ પ્રમાણે ભૂપતસિંહ અને મલ્હાર રાવ ઘણા દિવસ સુધી એક બીજાના સામા હતા. છેવટે, મલ્હાર રાવને બ્રિટિશ અને વડોદરા સરકાર સાથે લડાઈ થઈ ત્યારે તેણે ઝિંઝુવાડેથી ભૂપતસિંહને પોતાની મદદે બોલાવ્યો હતો, અને મલ્હાર રાવ જ્યારે કેદ પડ્યો ત્યારે તેનાં બઈરાંછોકરાં તેણે ભૂપતસિંહની સંભાળમાં મૂક્યાં હતાં.

---

૧ લડવા. ૨ કાનજી કુળના. ૩ માંસ ખાનાર. ૪ સ્રી. ૫ મલ્હારરાવે. ૬ સાપનો રાફડો. ૭ જિતાય નહિ એવો. ૮ ખોદી ક્હાડશે. ૯ પૃથ્વી.

એ ઠાકોર વિષે એક નીચે પ્રમાણે વાત છેઃ—

ધાંધલપુરનો ગોદ્દડ કરીને એક કાઠી હતો તેના ઉપર જૂનાગઢના નવાબની ફોજ ચડી આવી. ત્યારે તેણે હુલવદના રાજને મદદે બોલાવ્યો, પણ તે નવાબના ડરથી આવ્યો નહિ; એટલે ભૂપતસિંહને તેણે તેડાવ્યો તેણે આવીને ધાંધલપુરનું સારી રીતે રક્ષણ કર્યું.[1]

મેથાણનો ગરાસિયો, હુલવદના રાજનો ભાયાત થતો હતો, તેનો ગરાસ હુલવદવાળો દબાવી પડ્યો હતો, તે ઉપરથી મેથાણના ઝાલાએ જેમ એવે પ્રસંગે બીજા ઠાકોરોએ મુસલમાનોને કન્યા દીધી હતી, તેમ ભૂપતસિંહને પોતાની કન્યા દીધી, તેથી ભૂપતસિંહના ડરથી દબાવેલો ગરાસ હુલવદના રાજે તરત જ મૂકી દીધો.

ભૂપતસિંહ બારશેં બારશેં બ્રાહ્મણ જમાડતો હતો તેણે પોતાના ગામમાં સદાવ્રત બાંધ્યું હતું, અને તે ગરીબ લોકોને લૂંટતો નહિ. તે ઈ૦ સ૦ ૧૮૧૪માં મરણ પામ્યો.

ચુંવાળના સોલંકી કોળીની પડોશમાં મકવાણા કોળી રહેતા હતા, તેમના તાબામાં ઝિંઝુવાડા, કટોસણ અને પનારના ગરાસ હતા. કેસર મકવાણાને હરપાળ કુંવર હતો. તે ઝાલા રજપૂતોનો મૂળ પુરૂષ હતો. તે સિવાય વજેપાળ અને શાંતાજી કરીને બે કુંવરો હતા. મુસલમાનો સાથે લડાઈ થઈ તેમાં વજેપાળ ઘવાઈને કેદ પકડાયો, પછી તે મોલેસલામ થયો. એના વંશજ મહીકાંઠામાં માંડવાના જમીનદાર છે. તેના કુટુંબના મુખ્યનું નામ લાલમિયાં છે, તેના સંબંધી ઈડરના રાવ વીરમદેવના ચરિત્રમાં સૂચવવામાં આવ્યું છે. શાંતાજિયે જોરાવરીથી સાંચલ લીધું ત્યાં, મહમૂદ બેગડાના વારામાં તેનો વંશજ કાનોજી રહેતો હતો. કાનોજી એક બીલ

---

[1] શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંના અં. ૪૬–૨–૫૭મા આ પ્રસંગના કવિત નીચે પ્રમાણે આપેલા છે —

ખરો ખેડ ખવાસ તણી ભેલ માતી ખરી. લાખ લાખા દલા મેલ લાડો.
જોરરર રાજ્યથી ભીરન હુઇ જદી, આવીઓ ભૂપતો તદે આડો ૧
બેધ ખરા શાસુરા, વેધ નાતા ખરા, ધરાપર ધમધપે ગેંસૂ ધ્રૂજે
ભીર ગોદ્દડ તણી તાણવા મહા ભડ, ડમર ત્ર આવીઓ કાન દુજે ૨
હેમરા હુંગરા નરા ચાવતા હરામ, વરામ મત સીંધુવા રાગ વાગે.
ઝીકતો આભસર હેક દે ઝીલીઓ, ખેલીઓ પ્રજરા બીચ ખાગે ૩
અલગારો બેઠીઓ નાદહર ઠેકરો, હવે દઇ પાણ ધમશાણ દાખે
બાંહરા ધરાવે અઓ ઘર ભૂપતો રાવ કાઠા તણી ધરા રાખે ૪

ઠાકોરની કન્યા વ્હેરે પરણ્યો હતો. તેથી તે નાતબ્હાર રહ્યો હતો; પણ મહ-મૂદના હાથ નીચે તે સારી નોકરી ઉપર હતો તેથી, તેણે તેને કટોસણની જાગીર આપી હતી. તેના તાબામાં ચોરાશી ગામ હતાં. કાનાજીથી તેરમો પુરૂષ નારણજી કરીને કટોસણનો ઠાકોર થયો, તેની વેળાથી એ કુટુંબની ઇરકા-મતનો પત્તો ઘણી સારી રીતે લાગી શકે એમ છે, અને હિન્દુઓમાં જમી-નના ભાગ કરીને વ્હેંચી લેવાની રીતિ પડી છે તેનાં કેવાં પરિણામ આવે છે, તેનો આખા ગૂજરાતમાં સારામાં સારો દાખલો, એ ઉપરથી મળી આવે છે. તો પણ તેની વિગત આપવાનો અમારો વિચાર નથી, કેમકે જમીનના વતન વિષેની માહીતગારી મેળવનારાઓને તો ઉપયોગી છે, પરંતુ સામાન્ય વાંચ-નારાઓનું લક્ષ ખેંચે એવું નથી. ભંકાડાવાળાઓનાં વખાણની ભાટ લોકોએ વાતો બનાવી છે, તે પ્રમાણે કટોસણના મકવાણાની કીર્તિની વાતો બના-વવાને તેઓને એટલું બધું સારૂ સાધન મળ્યું નથી, તો પણ અજબોજી, તથા અગરોજી જે નારણજીના પૌત્ર થતા હતા તેમનાં વખાણની કવિતા થઈ છે, તેમાંથી આ ઠેકાણે થોડો ભાગ પસંદ કરીને દાખલ કરિયે છિયે.

કટોસણમાં અજબાજીનો દરબાર કેવો હતો તે વિષેનું નીચેની મત-લબનું વર્ણન કવિતામાં છે.[1]

"દરબારમાં નોબતો ગડગડતી હતી; ભોંય ઉપર પાણીના છંટકાવ "થયા હતા. ઘણા ઠાકોરો હાથ જોડીને શરણું માગતા ત્યાં આવ્યા હતા. "ઈંદ્રની પેઠે કાનાજીના વંશવાળાની આગળ છત્રીશે વાજાં વાગતાં "હતાં; તેના મુખ આગળ વિદ્વાનો વેદ ભણતા હતા. પરોણાઓને સાકર, "તથા બકરાંઓનું અને ભુંડનું માંસ પૂરૂં પાડવામાં આવ્યું. નિત્ય નિત્ય "અફીણ અને કેસરના કસુંબા ઘુંટાવા લાગ્યા. અજબાની આગળ નાચ "થવા લાગ્યા; નિરંતર તે રંગ રાગમાં રમવા લાગ્યો; શરણાઇયો વાગવા "માંડી; ઝુલતા હાથિયોની પેઠે ગાનારા ઠેકાણે ઠેકાણે ગાવા લાગ્યા; પૈસો "ખર્ચવામાં ઠાકોર બળીરાજાના જેવો ઉદાર હતો; તેના રસોડામાં દૂધપાક "અને અમૃત સરખાં ભોજન થવા લાગ્યાં; તેના ઘર ઉપર ધર્મની ધ્વજા "ઊડવા લાગી; સુંવાળનો ધણી આવો હતો. તેની આંણ પાદશાહ ઉપર "પણ વરતાતી હતી. ઓ જસાના પુત્ર! હિન્દુઓના અને સીમાના પિતા, "તું સૂર્ય સરખો મકવાણો સારો ઉદયો. તારો ભાઈ અગરેશ ઓછો પ્રખ્યાત "ન હતો; એ ભાઇયો લોકોના મનમાં દશરથના પુત્રોનું સ્મરણ કરાવે છે."

---

[1] શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાં અજબ બરદ શૃંગાર નામનો ગ્રન્થ ચારણ વિરમશીનો રચેલો છે. તે માટે અં ૪૮-૨-ખ જુઓ.

ભાટના વર્ણન પ્રમાણે અજભાજી આખા જગતનો જિતનાર હતો, તેણે "શાહુ રાજાની દક્ષણી ફોજને હરાવી." તેમ જ "દિલ્હીની ફોજને પણ "હરાવી;" તથાપિ એ કરતાં પણ પોતાને મનગમતા વધારે પરાક્રમનું એવું જ કામ કરવાને ચૂક્યો નહિ; ગામે ગામ તેણે ત્રાસ કર્યો; દિનપ્રતિદિન લૂંટફાટ કરવામાં તેણે કીર્તિ મેળવી. વિશરોડિયા, પનારા, મરતોલિયા, અને અર્ધા નાગા એવા ગામડાંના ઘણા એક ધણિયો તેના અમીર હતા; "તથાપિ તે પોતાના અંગ માટે ઉંચા પોશાક રાખવામા પણ કમ નહતો, કેમકે તેનો ભાટ મુખ્યત્વે કરીને લખે છે કે, "તે જરિયાન અને રેશમી પોશાક પ્હેરતો."

અજભાજી અગનોતરાના દુઃખદાયક કાળની વેળાએ (ઈ. સ. ૧૮૧૩) ગરીબોને માટે પોતાના કોઠાર ઉઘાડા મૂકવાથી વધારે કીર્તિને પાત્ર થયો છે, તેનું સ્મરણ, કોઈ દુઃખદાયક રાગની નહિ ફેડાઈ જતી એવી પડધાની છાયાની પેઠે બહુ આનંદ પમાડે એવી ભાટની કવિતાને ખરેખાત ઝાંખવી નાખે એમ છેઃ—

"પૃથ્વી દુઃખી થવા લાગી, રાજા ખાધા વિના રહ્યા, રાવ ને રાણાને "એક દાણો આપવાને રહ્યો નહિ ધણી અને ધણિયાણી એક બીજાને છાડીને "ગયાં, માબાપે પોતાના છોકરાં તજી દીધાં; ધર્મ કરવાનું બધા ભૂલી ગયા; "સદાવ્રત ભાગી પડ્યાં, કુવા તળાવમાંથી પાણી સુકાઈ ગયાં, આકાશમાંથી "એક ફોરૂ પણ પડ્યુ નહિ; એકેએક ગામડેથી આવી દુઃખદ ખબરો આવી "પ્હોચી, અને જ્યારે આખો દેશ ભીખારી થઈ ગયો, ત્યારે કાનાના વંશ-"વાળાએ પોતાની ધર્મની ધજા ફરકાવી. તેણે પોતાના કોઠાર ઉઘાડા મૂક્યા; "અને જ્યારે બીજા રાજાઓએ પોતાના ગામમાં પેસવા દેવાનું બંધ કર્યું, "ત્યારે અજભેરો સર્વનો સત્કાર કરવા માંડ્યો. સ્વર્ગનો ઈંદ્ર કોપાયમાન થયો, "પણ પૃથ્વી ઉપરનો આ ઈંદ્ર તો પ્રસન્ન રહ્યો. તેણે દેશમાંથી કાળને હાંકી "કહાડવાનો પ્રયત્ન કર્યો"

મુસલમાનો સાથે તેને લડાઈ થઈ તેનું વર્ણન નીચે પ્રમાણે છે.—

"આ વેળાએ કડીમા આણુખાન અને લેખો કરીને બે તુર્ક અમલ "કરતા હતા. તેઓ દેશના ઉપર જુલમ કરતા હતા. તેઓએ અજભાની "અને અગરાની કીર્ત્તિ સાંભળી ત્યારે કરોસણુ લખી વાળ્યુ કે અમારે તાબે "થઈને અમને ખડણી આપો. અજભાએ આ સમાચાર સાંભળ્યા એટલે "કોપાયમાન થયો ને સદેશો ક્હેવા આવનારને કતલ કરતો હતો, પણ "અગરાએ તેને વારી રાખ્યો. તેઓએ પોતાના દીવાન મદનશાહના દીકરા "દીપચદને તેડાવ્યો, અને તેની પાસે તરકડાઓને કોપ ઉપજે એવું ઉત્તર

"લખાવ્યું, તેમા કેસર તથા કરતીગઢ(કીર્તિગઢ)ના અધિપતિયોના પરા-
"ક્રમનું પણ સ્મરણ કરાવ્યું. મ્હોટી મ્હોટી દાઢીવાળા અભિમાનભરેલા
"મુસલમાનો એકઠા થયા, તેમણે ડાંગરવા આગળ પોતાનો પડાવ નાખ્યો.
"એ સમાચાર જ્યારે કટોસણ પ્હોચ્યા ત્યારે અજબાએ પોતાના ભાયાત
"મેઘરાજ, જગતો, અને સૂરજ એઓને બોલાવ્યા. તેમા તેજલ હતો તેની
"તરવાર તો કોઈ દિવસ ભાગી ન હતી. અગરાએ મૂછે હાથ નાખીને તેમને
"ભાષણ કર્યુ, ભાયાતોએ સોગન ખાઇને કહ્યુ કે અમે અમારો ભાયાતપણાનો
"ધર્મ પાળીશુ. વિક્રમશી કવિયે કહ્યુ કે વાહ! વાહ! હું તમારી હિંમત જોઈને
"ખુશી થયો, એમ કહીને તેણે સાંથળના શાંતાજી, હુરખા મવાઈ, અને
"કાનો એ આદિને તેઓના બાપના વખાણ ગાઈ સભળાવીને તેમને શૂર ચડાવ્યુ,
"ઘણા કોળી એકઠા થયા, તેઓ ખભે ભાથા બાંધીને ધનુષ્યના ટકાર કરતા
"આવ્યા, કેટલાક અશ્વાર હતા, કેટલાક પાળા હતા, અને કેટલાક ધાડપાડુ
"હતા. જકાણાના માણુસો લઈ ને જોરો અને જસો આવ્યા, અગરજાનો હેમો
"આવ્યો, મરતોલીનો માનો પણ ત્યા હાજર થઈ ગયો" અને બીજા બહુ
જણા આવ્યા. ભાટ લોકની રીત પ્રમાણે લડાઈનું સેળભેળ કરી નાખેલું
તેમણે વર્ણન આપેલુ છે તે બધું તે જ પ્રમાણે દાખલ કરવાની અત્રે અગત્ય નથી,
શેષનાગ ધ્રુજવા લાગ્યો, પર્વતને પર્વત મળે તેમ હિન્દુ અને મુસલમાનો સાથે
મળ્યા, લોહીની નદિયો વ્હેવા લાગી, આવે પ્રસગે શિવ સદા આવીને ઉભા
રહે છે તેમ વીર, ભૂત, રાક્ષસ વગેરેને લઈને આવ્યા. સૂર્યે પોતાના ઘોડા
ખેંચી રાખ્યા તેથી તેનો રથ ખમચ્યો. "અપ્સરાઓ અને પરિયો હિન્દુ
"અને મુસલમાનોને પોતાના દૈવી સ્થળે લઈ જવાને આવી, આમો અને લેખો
"ન્હાશી જવાને પાછા ફર્યા નહિ, પણ તરવારોવાળા ક્ષત્રિયોની સાથે લડ્યા"

આ તો સર્વ સાધારણ વર્ણન છે પણ નવાઈ જેવુ તો નીચે પ્રમાણે છે –

"જ્યારે અગરેશે અજબાને ઉશ્કેર્યો ત્યારે તેઓની સાથે દિવસે
"લડતા હતા તેમ રાત્રની વેળાએ પણ શત્રુની ઉપર વાઘની પેઠે તૂટી
"પડવાને અજબાએ નિશ્ચય કર્યો એકએક તબુએ તેણે ખાતર પાડ્યુ, પૈસો
"અને ઘરેણાં, હથિયાર અને લૂગડા સર્વે તે લઈ ગયો. એ પ્રમાણે બે પ્રકારે
"શત્રુને ઘા વાગ્યા, અને ખાવાનું કાંઈ રહ્યુ નહિ એટલે ઘોડા ઘણા બાકી
"રહેલા અશ્વાર અને પાળા સહિત પોબાર ગણી ગયા."

આ પ્રમાણે તેમની અવસ્થા થઈ ગઈ તેથી વરસોડાનો ઠાકોર વચ્ચે
પડ્યો, એટલે મુસલમાન રાજી થયા, અને જે વિષેનો વાંધો હતો તેનો
નિકાલ કરી દઈને કજિયો પતાવી દીધો.

# પ્રકરણ ૯ મું

## મહીકાંઠા

ગૂજરાતનો મુલ્કી અને લશ્કરી ભાગ, જેને મરાઠા મહીકાંઠા કરીને કહેતા હતા તે, તેના નામ પ્રમાણે કેવળ મહીના કાંઠા ઉપરનો જ પ્રદેશ નથી પણ તેનો વિસ્તાર એ નદીની ઉત્તરમાં પોશીના, અંબાજી, અને બનાસ સુધી છે, અને ખરૂં જોતાં તો ખરા ગૂજરાતના જે ભાગમાં ગાયકવાડને ખંડણી ઉઘરાવાને પોતાનું લશ્કર લઈ જવું પડતું હતું, તે સર્વ ભાગ તેમાં આવી ગયો છે. દેશના સ્વાભાવિક બંધારણ અને આકાર વિષે અમે આ પુસ્તકના પ્રારંભમાં વર્ણન કરેલું છે. અને આ પ્રાન્તના જૂદા જૂદા ભાગ જૂદા જૂદા સત્તાધારીના હાથમાં આવી ગયા છે તેનું કારણ પણ ઘણું કરીને તે જ છે. ઘણો ખરો આખો સપાટ દેશ મરાઠાના રાજ્યની સત્તા નીચે થઈ ગયો હતો. તોય પણ, ચુંવાળના જંગલમાં અને દક્ષિણમાં છેક વડોદરા સુધીના મહીના કાંઠાના પ્રદેશમાં સ્વતંત્ર જાતિના લોકોને રક્ષણ મળતું હતું, અને મહુધા, નાપાડ તથા ધોળકા, તેમ જ બીજાં ફળદ્રૂપ પરગણાંનાં ઘણાં ગામમાં, તથા વાઘેલા વગેરે રજપૂત ગરાસિયાઓનાં ગામમાંથી ખંડણી ઉઘરાવાને મુલ્કગીરી કરવી પડતી હતી; જેમ ન્હાની નદિયોની શાખા વધતી આવી છે તેમ તેઓના કાંઠા ઉપરની ઝાડીમાં અને કોતરોમાં ઘણા સ્વતંત્ર લોકો આવી ભરાવા લાગ્યા; અને ડ્હેળિયાંનો જેમ વધારો થતો ચાલ્યો અને જંગલ પણ વધારે ઘાડું થતું ચાલ્યું તેમ, ઈડર, તથા લૂણાવાડાનાં હજી લગણ નહિ વશ થયેલાં સસ્થાન ઈશાન કોણના પર્વતોમાં આવેલાં છે, ત્યાં સુધી સ્વતંત્ર દેશો ભરચક સમુદાયવાળા થવા લાગ્યા અને ઘાડી વસ્તીથી ભરાઈ ગયા.

મહીકાંઠામાં કણબી, વાણિયા, અને બીજા ગરીબડી જાતિના ઘણા લોકોની વસ્તી હતી, પણ દેશની સત્તા જેઓના હાથમાં હતી અને જેઓ હથિયાર ધારણ કરવાવાળા હતા તેઓ તો રજપૂત, કોળી, અથવા મુસલમાન જાતિના હતા. તેમાં કોળી લોકો, જો કે, રજપૂતોની સત્તા નીચે જોવામાં આવતા હતા, તથાપિ તેમની સંખ્યા મોટી હતી. રજપૂત બે પ્રકારના હતા—એક, ઈડરના રાજકર્ત્તા વંશ સાથે જેઓ જોધપુરથી આવી વસેલા એવા મારવાડી; તથા બીજા, અસલના રાવોને પોળોમાં ન્હસાડી મૂકવામાં આવ્યાનું આપણે વર્ણવી ગયા છિયે તેવા તેમના પક્ષકારી હતા તે. આ બે પ્રકારના રજપૂતોમાંથી મારવાડી રજપૂતોનો પોશાક અને રીતભાત મારવાડવાળાઓને મળતાં હતાં, પણ તે સાથે વળી તેઓએ તેમનાથી જૂદા પડી,

અહિં રહ્યા તેવામાં, બીજી કેટલીક કઢંગી રીતભાતનો કેટલોક વધારો કર્યો હતો. તેઓ ઘણા શૂરવીર કહેવાતા હતા પણ મૂર્ખ, આળસુ, ઢંગ વિનાના અને અફિણિયા તથા દારૂડિયા થઈ પડ્યા હતા રેહેવર અને બીજી જાતિના રજપૂતો જે હજી લગણુ રાવ સોણગજીના વંશજ પ્રતિ પોતાની રાજભક્તિ જણાવે છે તેઓ મારવાડિયોના કરતા વધારે સુધરેલા, વધારે પ્રતિષ્ઠિત, અને વધારે કલાગરા ગણવામાં આવ્યા છે, પણ તેઓ ઓછા વ્યવસાયી, અને ઓછા શૂરવીર છે સર્વ રજપૂતો, ઢાલો, તરવારો, બંદુકો, અને ભાલા રાખતા. તેઓ પોતાનું રક્ષણ કરવાને ઘણી વાર લ્હોડાનું કે ચામડાનું કવચ પ્હેરતા, અને તેવું પોતાના ઘોડા ઉપર નાખતા, તેઓ કોઈ કોઈ વાર ધનુષ્ય પણ રાખતા, તેઓની લડવાની રીતિ પોતાનાં ગામોનું રક્ષણ કરવાના હેતુ સર હતી તેઓ કોળિયોની પેઠે જંગલમાં ભરાઈ પેસતા નહિ, પણ બચાવ કરવામાં ફાવી જાય નહિ ત્યારે જ માત્ર તેમ કરવાની તેમને અગત્ય પડતી માલ વિનાની લડાઈયોમાં કોળી લોકોની પેઠે તેમને ફાવતું નહિ આખા મહીકાંઠામાં કોળી અથવા ભીલ લોકોની વસ્તી ઘણી વધારે છે. ત્યાંના બીજા લોકો કરતા તેઓ કદમાં ઘણા ન્હાના હોય છે, અને તેઓની આંખો ચંચળ અને ખટાઈભરેલી જણાય છે. તેઓ કદાપિ પાઘડી પ્હેરે છે તો ઘણી જ ન્હાની પ્હેરે છે, પણ ઘણું કરીને તો તેઓ માથે ફાળિયુ વિંટે છે તેઓ લૂગડાં પ્હેરે છે તે થોડા અને જાડાં પ્હેરે છે જ્યારે ત્યારે પણ તેઓની પીઠ પછવાડે તીરનો ભાથો બાંધેલો જોવામાં આવતો, તે સાથે તેઓ પાસે એક લાંબુ કામઠું રાખતા, અને કાંઈ બ્હીક જેવું જોવામાં આવતું અથવા કોઈ અજાણ્યાને એકાએક દેખતા એટલે કામઠું ચડાવવા મંડી જતા. તેઓ ચમત્કારિક ત્વરાવાળા, ચંચળ, અને બળકટ હતા ભૂખ, તરસ, થાક, અને ઉજાગરા, મનાય નહિ એવી રીતે તેઓ સહન કરી શકતા, તેઓ સાવધાન, સાહસિક, ભેદુ, યુક્તિયો શોધી કહાડવામાં કુશળ, અને રાત્રિની વેળાએ હુમલો કરવામાં, છાપો મારવામાં અને લપાઈને સંતાઈ રહેવામાં આશ્ચર્યકારક રીતે યોગ્ય ગણવામાં આવ્યા છે. તેઓનાં હથિયાર અને તેઓની ટેવ એવા પ્રકારની હતી કે ખુલ્લા લડાઈના મેદાનમાં ઉભા રહેવાને તેઓ અયોગ્ય[1] હતા, અને તેઓના ઉપર હલ્લો

---

૧ સ્કોટલન્ડના લો લ્યાન્ડરો ત્યાંના હાય લ્યાનડરો વિષે એવો જ તરાહનો અભિપ્રાય રાખતા. \બ્રાઈજાન સેટાન નામની કવિતામાં નીચે પ્રમાણે છે —

"હાય લ્યોનડર લોકો ઢાલ તરવાર અને તોપની વ્યવસ્થા કરવામાં હોશિયાર છે,
"પણ રણભૂમિમાં ટકાવ કરી રહે એવા અને તોપનો અવાજ સહન કરે એવા નથી,

કરવામાં આવે ત્યારે બ્હીકણા બની જતા, પણ બ્રિટિશના કવાયત શીખેલા લશ્કરે પડાવ કરેલા ઠેકાણા ઉપર પણ હુમલો કરવામાં તેઓએ ઘણે પ્રસંગે અસાધારણ શૂરવીરપણું બતાવ્યું છે. તેઓ સ્વતંત્ર જુસ્સાના હતા, અને તેઓ પાકા ચોર કહેવાતા હતા, તથાપિ તેમના ઉપર વિશ્વાસ રાખવામાં આવે તો ત્યાં અજાએબ જેવા નિમકહલાલ ગણવામાં આવેલા છે, અને કદિ તેઓએ ઘાતકીપણું બતાવેલું નથી. તેઓને નિયમિત ઉદ્યોગ કરવો ગમતો નહિ, અને દારૂ પીવાનો તેઓને અત્યંત છંદ પડેલો હતો, તથા જ્યારે તેઓ છાકટા બનતા ત્યારે ઘણો કજિયો કરતા. તેઓને લૂંટફાટ કરવી ઘણી ગમતી, અને દેશમાં જ્યારે સર્વ ઠેકાણે બંડ ઉઠે ત્યારે તેઓને ઘણું સારૂં લાગતું. જો કોળી લોકો સંપ કરીને પોતાનો જથ્થો બાંધે તો તેઓ ઘણા ભયંકર થઈ પડે. પણ તેઓનામાં પોતાની જાતિનો પ્રેમ છતાં, તેઓ એક જ સમૂહના છે એમ તેઓએ ગણ્યું નથી, તેમ જ બ્હારના શત્રુ સામે થવાને તેઓએ પોતાનો સર્વનો એક જ સ્વાર્થ છે, એમ માન્યું નથી.

ઈડર સંસ્થાનના તાબાનાં અહમદનગર અને મોડાસાનાં સંસ્થાન છે તે બાદ કરતાં તેની ઉપજ ચાર લાખ રૂપિયાની ગણવામાં આવી છે. રાવોના વારામાં ઈડર સંસ્થાનનો વિસ્તાર ઘણો વધારે હતો, પણ પરાંતીજ અને બેરાલા પરગણાં અમદાવાદના સુલ્તાનોએ જિતી લીધાં હતાં અને બીજાં પરગણાં મેવાડના રાણાઓએ અથવા ડુંગરપુરના રાવળોએ લઈ લીધાં હતાં. ઈડરના મહારાજાની ખરેખરી ઉપજ તો લાખ કે દોઢ લાખ રૂપિયાની છે ને બાકીની તેના આઠ રજપૂત પટાવતોને સ્વાધીન કરવામાં આવી છે, તેને બદલે તેઓ તેની લશ્કરી ચાકરી કરવાને, અને થોડી ખંડણી આપવાને બંધાયલા છે. આ સિવાય વીસ કે ત્રીસ રજપૂત અને કોળી ઠાકોરોને આગળના રાવોએ લશ્કરી નોકરીના પેટામાં આપેલી જમીન છે પણ તેને બદલે તેઓ મહારાજાને દર વર્ષે ખંડણી આપે છે. આખા ઈડર સંસ્થાન ઉપર ગાયકવાડની ખંડણી છે તે મહારાજા અને તેના પટાવતો પાસેથી ચૂકવી લેવામાં આવે છે, પણ પછવાડેથી રૈયતના ઉપર વધારાનો કર નાંખીને તેઓ તે આંકડો પાછો વસૂલ કરી લે છે. મહારાજાની પોતાની સરબંધી પચાસ ઘોડા અને એક સો ને પચાસ પાયદળની માત્ર છે, પણ જો અગત્ય પડે તો જોઈયે તેટલા પગારબંધી માણ-

"કેમકે તેઓ ઘણા હઘાડા શરીરના છે ઉન્હાળાની રાત્રે તોપનો ધધડાટ, હવામાં "ગર્જના થતી હોય તેવો થાય છે તે હાયલ્યાન્ડ પોશાક પ્હેરનારાઓમાં એકે માણસ "નથી કે સામે મ્હોંડે ઉભો રહી શકે."

સોનો વધારો કરી શકાય એમ છે, કેમકે તેવા લોકોની ટોળિયોની સાં ખોટ નથી. નોકરી કરનારા પટાવતોની સરબંધી અશ્વાર અને પાયદલ મળીને એક હજારની થાય છે અને તે વિના છસેં બીજું લશ્કરી માણુસ છે.

અહંમદનગર, મોડાસા, અને બાયડ એ ત્રણ સસ્થાનવાળા ઈડરના મહારાજના સગા થાય છે, અને ઈડરવાડા માંહિયો દેશ તેમને સ્વાધીન છે તો પણ, ખરૂં જોતા તેઓ ઈડર સસ્થાનથી સ્વતંત્ર છે. અહંમદનગરનો તાલુકદાર પોતાના સગા, ઈડરવાળાનો ઘણું કરીને કટ્ટો શત્રુ છે, અને થોડા વર્ષ ઉપર તો બનેનો કજિયો બહુ જ વધી પડ્યો હતો, તેનું કારણ એ હતું કે, મોડાસાનો તાલુકદાર ગુજરી ગયા પછી, ઈડરના મહારાજે તેના તાલુકા ઉપર પોતાનો હક્ક કર્યો અને અહમદનગરવાળાનો કુંવર મોડાસાવાળાએ દત્તક કરી લીધો હતો, તેથી તે પોતાના કુવરને માટે તાલુકો રાખી રહ્યો.

ઈડરના આઠે પટાવત (એક ચોહાણુ હતો તે બાદ કરતાં) રાઠોડ વશના હતા, અને પોતાના કુળના જોધા, ચાંપાવત, કુપાવત, અને એવા જ બીજા નામથી પ્રસિદ્ધ હતા એવા નામ પડવાનું કારણ એ હતુ કે જેણે જોધપુર વસાવ્યું તે જોધો, તેનો ભાઈ ચાંપો, અને તેનો ભત્રીજો કુંપો તથા મારવાડના બીજા રાજકુટુબિયોએ તેને કુળની પ્રથમ સ્થાપના કરી હતી, તેથી તેઓના નામથી તે કુળ ઓળખાતાં હતા. તેઓની પદવી ચોક્કસ ઠરાવી હતી, અને તેઓને જે પ્રતિષ્ઠા આપી હતી તે ઘણી સભાળથી નિયમિત કરી દીધી હતી ઊંડણીના કુંપાવતને સર્વથી શ્રેષ્ઠ પદવી હતી. તેને ચામર, ચોપદાર અને ડંકાની પરવાનગી હતી, તથા પાલખી આપી હતી. તેને પોતાની જાગીરને પેટે કાંઈ ખડણી આપવી પડતી નહિ, તે જ્યારે દરબારમા આવે ત્યારે મહારાજ ગાદી ઉપરથી ઉઠીને તેને મળે અને જતી વેળાએ પણ તેટલુ જ માન આપે. તેની બેસવાની જગ્યા મહારાજાના જમણા હાથ ભણી પ્હેલી હતી આ કરતાં પણ તેને બીજી બે છુટયો હતી તે પરદેશી લોકોને ઘણી નવાઈ જેવી લાગે એવી હતી. તે એ કે, તેને સોનાનો તોડો પ્હેરવાની તથા મહારાજની હજુરમા સોનાનો હુક્કો પીવાની રજા હતી તેમા તેઓ મ્હોટુ માન સમજતા હતા સુંદૈટીના ચોહાણુની જાગીર મ્હોટી હતી પણ તે સર્વ કરતાં હલકી પદવીનો પટાવત હતો તેને મહારાજ ઉઠીને મળે અને તેના મ્હોં આગળ ડંકો થવા દે એટલી જ પ્રતિષ્ઠા તેને આપી હતી

પ્રથમ વર્ગના ઉમરાવોથી બીજી પદવીનો બ્હારોટજી અથવા દસોંદી ભાટ હતો, તેની બેસવાની જગ્યા મહારાજની ગાદીની સામે હતી અને

દરબારમાં આવતી વેળાએ અને ત્યાંથી જતી વેળાએ મહારાજ તેનો આદરસત્કાર કરતા.

બીજા કેટલાક લશ્કરી જમીનદાર છે, તેઓને મ્હોટા પટાવતો પાસેથી જિલ્લામાંથી જમીન મળેલી છે અને તેઓ "જીલ્લાયત" કહેવાય છે. તેઓમાંથી કેટલાકનો સત્કાર દરબારમાં આવતી વેળાએ મહારાજ કરતા, પણ જતી વેળાએ તેમ કરવામાં આવતું નહિ. તેઓ દરેક ઘણામાં ઘણા દશ અશ્વાર રાખતા અને પોતાના જીલ્લાના પટાવતની સાથે સ્વારીએ ચડતા.

સંસ્થાનની જમાબંધીનું કામકાજ કારભારી અથવા દીવાન ચલાવતા, તે ઘણું કરીને જાતના વાણિયા હતા. બાકીનું બીજું કામકાજ પોતાના સરદારોમાંથી એક જણને સોંપવામાં આવતું, તેને "પ્રધાન" કહેતા. તેને નિરંતર મહારાજની હજુરમાં રહેવું પડતું. પટાવતો સંબંધીનું કાંઈ પણ કામકાજ પ્રધાનની સંમતિ વિના મહારાજ એકલાથી કરી શકાતું નહિ. જો કોઈ પટાવતને દરબારમાં બોલાવવાને કાગળ લખ્યો હોય તેમાં મહારાજે સહિ કરી હોય પણ નીચે પ્રધાનની સહિ હોય નહિ તો તે માન્ય રાખવામાં આવે નહિ, એટલું જ નહિ પણ, માંહિ કાંઈક દગો છે એવો વ્હેમ પટાવતને પડે.

ઈડરવાડો પશ્ચિમ ભણી ખુલ્લો છે, તથાપિ બહુધા તેનો બચાવ થઈ શકે એવો છે. તેમાં નદિયો, ડુંગરા, અને જંગલ ઘણાં છે. ધરતી ફળદ્રૂપ છે, અને તેમાં આંબાનાં ઝાડ પુષ્કળ છે તે ઉપરથી જણાય છે કે આગળ તેમાં વાવેતર થતું હશે; ઘણો ભાગ તો હમણાં જંગલથી છવાઈ ગયો છે.

મહીકાંઠામાં લૂણાવાડાનું રજપૂત સંસ્થાન આવ્યું છે, પણ તે સંબંધીનું લખાણ અમારે હાથ આવ્યું નથી. તેમાં દાંતાનું સંસ્થાન તથા બીજા ઘણા ન્હાના ન્હાના ઠાકોરોની જાગીરો આવેલી છે (તેઓ માંહેલા દરેકની પાસે પંદરસેંથી તે ત્રણ હજાર સુધી લડવૈયા હોય છે, અને પાસેના સબળ કિલાઓમાં રહે છે) તે માંહેથી જે પ્રસિદ્ધ છે તેના ચાર કે પાંચ જથ્થા બંધાય એમ છે. આંબલિયારા, લોહાર, અને નીરમાલીના કોળી ઠાકોરો, તથા માંડુવા, પુનાદરા, અને કરાળના મકવાણા જમીનદારો છે. તેઓના તાબામાં આશરે પંદર માઈલ ક્ષેત્રફળની વાત્રક નદીની પાસેની ધરતી છે: બીજો જથ્થો કોળિયોનાં નવ ગામનો છે, તે વિજાપુર પરગણામાં સાબ્રમતી નદી ઉપર છે; આ જથ્થાને લગતાં દક્ષિણમાં, વરસોડા, માણસા, અને પેથાપુરનાં રજપૂત સંસ્થાન છે. બનાસની પાસેના કાંકરેજના આઠ હજાર કાંમઠાવાળા કોળી છે. તથા ચુંવાળના પાંચ હજાર છે, પણ તેમનો પ્રાન્ત બળવાન નથી, અને તેઓએ હવે પોતાની પડોશના લોકોને છેડવાનું છોડી દીધું છે.

મ્હેવાસી લોકો ઉપર દાબ બેસારવાને માટે મુસલમાન પાદશાહોએ બંધાવેલા વિશાળ અને ઘણા કિલ્લાઓનાં ખંડેર હવડ પડેલા ભાગમાં હજી પણ જોવામાં આવે છે. મુસલમાનોએ આવો બંદોબસ્ત રાખ્યો છતાં તેઓના *ખરેખરા બળના સમયમાં પણ ઘણું કરીને તેઓનું ચાલ્યું હોય એમ જણાતું* નથી, અને મોગલ રાજ્યની પડતી આવી તે વેળાએ દેશમાંથી થાણાં ઉઠાડી લઈને તેઓએ ત્યાંના તોફાની લોકોને ફાવતું કરવાને દેશ ખુલ્લો મૂકી દીધો હતો. મરાઠાઓના આવ્યા પછી સર્વ રીતિભાત બદલાઈ ગઈ હતી. તેઓ કિલ્લા બાંધ્યા વિના, અથવા લાગલું જ રાજ્ય સ્વાધીન કરી લેવાનો પ્રયત્ન કર્યા વિના, ખંડણી વસુલ કરી લેતાં સુધી, પોતાના રિવાજ પ્રમાણે હુમલા કરતા હતા, અને જેમ તેઓને પ્રસંગ મળતો જતો હતો તેમ ખંડણીના દરમાં વધારો કર્યાં જતા હતા.

વર્ષા ઋતુમાં મહીકાંઠાના જે ભાગમાં પડાવ કરવાની અગસ પડતી ત્યાં મરાઠાનું મુલ્કગીરી લશ્કર પડાવ કરીને રહેતું હતું, અને બાકીના આખા આઠ મહિના અહિં તહિં નિરંતર ભમ્યાં કરતું. માગતાં વાંત ખંડણી આપવામાં આવતી નહિ ત્યારે, તાલુકદારના ઉપર અમુક રકમનો મોસલ કરવામાં આવતો હતો. આમ છતાં પણ, તાલુકદારથી રકમ ભરાતી નહિ ત્યારે તેના તાલુકામાં લૂંટફાટ કરનારૂં લશ્કર પેસતું, અને તેના ત્રાસથી પણ કરાર પળાવી શકાતો નહિ ત્યારે તાલુકાનો પાક કાપી નાખતા, ઝાડની ખરાબી કરતા, અને તેની ધરતી ઉજ્જડ કરી નાંખતા. ઠરાવેલી ખંડણીના દર કરતાં વધારે ઉઘરાવી લેવાને આ પ્રમાણે કરવું પડતું, તેમ જ, ઘણાં ગામડાંવાળા પણ લશ્કર ચડી આવે ત્યારે જ ખંડણી આપવામાં માન સમજતા હતા. ખંડણી આપવામાં જ્યારે તેઓ ઘણા હઠીલા થતા, અથવા લૂંટ કરતા કે તે કરવાની ઉશ્કેરણી આપતા, ત્યારે ગાયકવાડનો સરદાર તેઓના સામી ઉઘાડી દુશ્મનાવટ બાંધતો.

બહુધા મ્હેવાસિયોનાં ગામડાં ઉપર લશ્કર સહિત ત્વરાથી ચડી આવીને છાપો મારતો, અને તેઓના મુખીને અથવા તેઓની સ્ત્રિયોને પકડી જતો. જો તેનો જય થતો તો મ્હેવાસી શરણ થતા; પણ તેનું ચાલતું નહિ તો તે ગામ મારતો અને બાળતો, એટલે ત્યાંના રહેવાસી ઘણું કરીને કોળી હોય તો તે જંગલમાં ન્હાશી જઈને તેનું કાંઈ ચાલવા દેતા નહિ. કોળિયોનાં જે બહુ જબરાં ગામ હતાં તે નદીથી ઘણી વેગળી બાજુએ ખુલ્લાં હતાં, અને બીજી બાજુઓએ ટેકરા કરી લેતા તેનું કારણ એ જ હતું કે અગત્ય પડે ત્યારે કોતરમાં ન્હાશી જવાય. કોળિયોને આ પ્રમાણે ન્હાશી જવાને અથવા સંતાઈ

રહેવાને સાધન મળતાં હતાં, તેથી, તેમના મનમાં ઘણી હિમ્મત રહેતી હતી, અને આણીમગ, હલ્લો કરનારાઓને પેલા ટેકરા ભણીના રસ્તા કોઈ પણ પ્રકારે કોળી લોકોના જેટલા ફાવી જવા જેવા થઈ પડતા નહિ. આવે પ્રસંગે કોળિયો કામઠાં અને બંદુકો વડે ગાયકવાડના લશ્કરને ઘણી વાર લગી ટળવળાવતા હતા. પણ જો તેઓને તેમની જગ્યાએથી ન્હસાડી મૂકવામાં આવતા તો તેઓ વિખરાઈ જતા, અને ઝડપથી ઘણી લાંબી કૂચ કરીને જ્યાં શત્રુથી પ્હોંચી શકાય નહિ એવી જગ્યાએ એકઠા થઈ જતા. અને કોઈ કોઈ વાર તો લાગ ફાવતો ત્યારે, રાતની વેળાએ એવી ચુપકાથી ગાયકવાડના લશ્કરની છાવણી ઉપર હલ્લા કરતા કે કવાયત શીખ્યા વિનાના ભરકુશિયા લશ્કરમાં ગભરાટ ઉઠી રહેતો. પણ ચાલતાં સુધી તો તેઓ ગાયકવાડી સરદારનાથી ન્હાસતા ફરતા, અને જે ગામડાં સાથે તેને લાગતું વળગતું હોય તેઓની લૂંટફાટ કરીને આડે રસ્તે તેની પજવણી કરતા. આણીમગ ગાયકવાડી સરદારો, કોળી લોકોની બાતમી મેળવવાને, તથા તેઓને મારી નાંખવાને, અને તેમના કુટુંબનાં માણસોને પકડવાને પ્રયત્ન કરતા. તેમ જ, તેમને ખાવાપીવાનું મળે નહિ એટલા માટે બનતી ચોકસાઈ રાખતા, તથા તેઓને જે આશ્રય આપતું હોય તેમને શિક્ષા કરતા. આ પ્રમાણે બંદોબસ્ત થવાથી કોળિયોને જ્યારે ખાવાનું મળતું નહિ ત્યારે તેઓ મહુડાં અથવા ખાવા જોગ ભાજીપાલો ખાઈને રહેતા; પણ રહેતાં રહેતાં તેમાંના માણસો પોતાને ગામ પાછા ફરતાં તેથી તેમના જથ્થામાં ઘટાડો થઈ જતો, માત્ર આદરી બેઠેલા માણસો પોતાના ઢાંઢોરોની સાથે વગડામાં રહેતા. એ પ્રમાણે તેઓ મરાઠાઓના હાથમાં આવતા નહિ અથવા તેમના વિષે તેઓ સરતચૂક થઈ જતા ત્યાર પછી વાંધો પતાવીને અથવા શરણ થઈને પણ ઠાકોર પોતાનાં ગામનો ફરીને કબ્જો કરી લેતા. કોળી લોકો સાથે કજિયો રાખવામાં છેવટે ગાયકવાડને ઘણે પ્રસંગે નુકસાન વેઠવું પડેલું છે.

*આંબલિયારા ગામની માત્ર એક જ બાજુએ રક્ષણકારક લાંબી ન્હાની* ઝાડી આવેલી અને આસપાસના સૂકા કાંટાની વાડ વિના બીજું કાંઈ પણ નહોતું, છતાં સાત હજાર માણસોના ઘેરાનો ટકાવ ૭ મહિના સુધી રહ્યો. અને પછી છાપો મારીને તે લેવામાં આવ્યું; પણ થોડાક કોળી લોકો ફરીને ટોળે મળીને તૂટી પડ્યા, એટલે લડાઈને ઠેકાણે તેઓના ચાર મુખ્ય સરદાર અને તોપો રહેવા દઈને ઘેરો ઘાલનારા લોકો જીવ લઈને ન્હાઠા. એક બીજે પ્રસંગે લોહારના લોકો આસરે એક હજાર ટોળે મળીને ગાયકવાડના દશ હજાર માણસના લશ્કરને પોતાની પછવાડે એક કોતરમાં થઈને વાત્રક

નદીમાં લચ્ચાવી લાવ્યા, અને સામે કિનારે એક ન્હાની ટુકડી તેમના સામો ટકાવ કરતી હોય એવો ડોળ તેઓએ ધારણ કર્યો, એટલી વારમાં, સંતાઈ રહેલાં માણસો બાબાજી આપાજીના લશ્કર ઉપર કોતરને આગમે ભાગે મારો ચલાવવા લાગ્યાં અને આખા લશ્કરને ન્હસાડી મૂક્યું, ને તેનો સરદાર બાબાજી પોતાના ઘોડાની ઝડપવાળી દોડને લીધે મહા સંકટમાંથી ઉગરી ગયો.

આવો પ્રસંગ જ્યારે રજપૂતોને આવતો ત્યારે તેઓ ઘણું કરીને પોતાના ગામનો હમેશ બચાવ કરતા; સાબરમતીના કિનારા ઉપર જબ્બર કોતરોમાં કરોડ ગામ છે, તેના ઉપર ગાયકવાડની ફોજે ઘણા હલા કર્યા હતા તે સર્વમાં તેઓને હઠાવીને ઘેરા ઉઠાવવાની જરૂર પાડી હતી. રજપૂતો કોઈ કોઈ વાર પરભાર્યા લોકોને પગાર આપીને લડાઈના કામને અર્થે લાવતા, પણ ઘણે પ્રસંગે તો, કોળી લોકોને વારે વારે બોલાવતા; તથાપિ કોળિયોને તો બીજી કોઈ જાતના લોકોને કદિ બોલાવવા પડ્યા નથી.

સુમારે અઢારમા સૈકડાની આખરે મહીકાંઠામાં મરાઠાની સત્તા ધમધોકાર ચાલતી હતી, તે વેળાએ શિવરામ ગાર્દી કવાયત શીખેલા લશ્કરનો સરદાર હતો, તે વિષે આગળ લખેલું છે, તેને પ્રાન્તની વ્યવસ્થા કરવાના કામ ઉપર નિમ્યો હતો. ફત્તેહસિંહના મરણ પછી, ગાયકવાડના રાજ્યમાં અવ્યવસ્થા થઈ ગયાને લીધે, શિવરામે મેળવેલા જય ધોવાઈ ગયા; પણ રાવજી આપાજીના પિત્રાઈ રઘુનાથ મહીપતરાવે (અથવા કાકાજી) ઈ૦ સ૦ ૧૮૦૪ ને સુમારે વ્યવસ્થા કરી નાંખી, અને અગર જો ત્યાર પછી, ગાયકવાડી ફોજની સામે અટકાવ થયા હતા, તો પણ, તેમ કરનારા સર્વે એકસંપ થઈને સામા થવાને ઉઠ્યા હોય એમ થયું નથી. મહીકાંઠાની બાબતમાં, બ્રિટિશ સરકાર ઈ૦ સ૦ ૧૮૧૩ ની સાલમાં મધ્યસ્થ થવા લાગી, તે વેળાએ મેજર બાલેન્ટેને, કર્નલ વોકરની ચલાવેલી સરસ રીતિ પ્રમાણે, ગાયકવાડની વતી, એ પ્રાન્તના ખડિયાં સંસ્થાનો સાથે ઠરાવ કર્યા, પણ કાંઈ જ ભુજ ચૂકને લીધે, તે ઠરાવ પછીથી ખ્યાલ રાખવામાં આવ્યા નથી, તેમ જ, રદ કરવામાં પણ આવ્યા નથી. તે વેળાએ આખો મહીકાંઠો ગાયકવાડના બચા જમાદારને સ્વાધીન હતો; તેણે ત્યાં ઘણીક ફોજ રાખી હતી, અને ગાયકવાડની સત્તા ઘણી સારી રીતે અને જોરથી ટકાવી રાખી હતી. તેણે સંસ્થાનો પાસેથી ખંડણી લેવાનો કર વધારી દીધો, અને જેઓ ઉઘાડે છોગે બંડ કરવાને ઉભા થયા તેઓને શિક્ષાએ પ્હોંચાડ્યા, પરંતુ લૂંટ થતી તે અટકાવી શક્યો નહિ; બ્રિટિશ સરકારનાં પરગણાંમા કોળી લોકો લૂંટફાટ કરવા લાગ્યા તે વિષેની વારે વારે બૂમો પડવા લાગી. સન ૧૮૧૮ માં

બચા જમાદારના તાબાની ફોજનો ઘણો ભાગ, બીજાને મદદ આપવા સારૂ બોલાવી લેવામાં આવ્યો, અને ત્યાર પછી, બધાંય માણસોને બોલાવી લીધાં, તેથી, એ પ્રાન્તમાં ઘણી ખરી આગળની પેઠે જ અવ્યવસ્થા થઈ ગઈ. ત્રણ વર્ષ પછી જ્યારે મિ૦ એલ્ફિન્સ્ટન મુંબઈનો ગવર્નર ત્યાં ગયો, ત્યારે તે પ્રાન્તમાં સલાહશાન્તિ રૂહે તથા વડોદરા સરકારની ખંડણી સુલેહની રીતે ઉઘરાવી લેવામાં આવે એટલા સારૂં એની સૂચનાથી ત્યાં બ્રિટિશ એજન્સી સ્થાપવામાં આવી.

## પ્રકરણ ૧૦ મું

### ઈડરના મહારાજા-આનંદસિંહ-શિવસિંહ-ભવાનીસિંહ-ગંભીરસિંહ

જોધપુરના રાજા અજિતસિંહ વિષે બોલતાં ઈડરનો દસોંદી ભાટ કહે છે કે, તે ઘણો પ્રસિદ્ધ હતો. તેણે (દિલ્હીમાં) સાત શાહજાદાને ગાદી ઉપર બેસાડ્યા, અને તેમને પાછા ઉઠાડી મૂકયા. છેવટે તેણે મહમદશાહને ગાદીયે બેસાડ્યો. સાત દિવસ સુધી દિલ્હીમાં અજિતસિંહની આણ વર્ત્તાઈ, અને જયપુરનો રાજા, જેસલમેરનો રાજા, ભાવલપુરનો નવાબ, શિરોઈનો રાવ અને શિખરાનો રાવ, એ પાંચ રાજા તેને શરણે રહ્યા. પાદશાહને ગાદિયે બેસાડીને ત્રણ વર્ષ લગી અજિતસિંહ દિલ્હીમાં રહ્યો, અને કુંવર અભયસિંહને પાંચ હજાર અશ્વાર સહિત પાદશાહની ચાકરીમાં મૂકીને, પોતે જોધપુર પાછો ગયો. એક દિવસે પાદશાહ જમનાજીમાં નાવ નંખાવીને અભયસિંહને સાથે લઈને સ્હેલ કરવા નીકળી પડ્યો. જ્યારે તેઓ નદીની મધ્યે આવ્યા ત્યારે, પાદશાહે કુંવરને નદીમાં નાંખી દેવાને કહ્યું, ત્યારે અભયસિંહે પૂછ્યું કે "એમ કરવાનું તમારે કારણ શું છે?" ત્યારે પાદશાહ બોલ્યો કે, "અજિતસિંહને મારી નાંખવા વિષે તમે તમારા ભાઈ વખતસિંહ ઉપર "કાગળ લખો તો હું તમને બચાવું." આ ઉપરથી અભયસિંહે ભંડારી રઘુનાથ પાસે એવો કાગળ લખાવ્યો કે "તમે અજિતસિંહને મારી નાંખશો તો હું "તમને નાગોરની ગાદી આપીશ." એ કાગળ વખતસિંહને પ્હોંચ્યો ત્યારે તેણે મધ્ય રાત્રે જઈને પોતાના પિતાને ઠાર કર્યો.[1] રાણિયો તેની સાથે સતી થવાને ચાલી; તેઓએ પોતાની સાથે આનંદસિંહ, રાયસિંહ અને કિશોરસિંહ જે અભયસિંહના ન્હાના ભાઈ થતા હતા તેમને લીધા, કેમકે જોધપુરની રીતિ પ્રમાણે તેઓની આંખ્યો ફોડી નાંખવામાં આવે નહિ. જોધપુરના રાજાનું સ્મશાન મંડોવરમાં હતું, ત્યાં જ્યારે રાણિયો આવી પ્હોંચી ત્યારે તેમને

[1] આ વાત ટૉડકૃત રાજસ્થાનના ભાગ ૧ લાને પૃષ્ઠ ૭૪૪-૭૪૫ માં સવિસ્તર છે.

સરદારોને સ્વાધીન કર્યા. તેમાંના રાયસિંહ અને આનંદસિંહ ચોહાણ રાણીના કુંવર થતા હતા અને કિશોરસિંહ ભાટિયાણીનો કુંવર થતો હતો. તેમને ચોહાણ સરદાર, માનસિંહ અને દેવીદાસ, તથા માનસિંહના કુંવર જોરાવરસિંહને સ્વાધીન કર્યા. તેઓને રોઇચા ગામનો પટો હતો, તેની ઉપજ એક લાખ રૂપિયા આવતી હતી; તે છોડી દઈને કુંવરોને લઈને જોધપુરની પૂર્વમાં પંદર કોસ ઉપર ચાંદેલા ગામ છે ત્યાં પડાવ કર્યો. મારવાડમાં વડોદરાનો પટાવત મોકમસિંહ ઠાકોર હતો, તેનો પટો દશ હજાર રૂપિયાનો હતો, તેને વખતસિંહે કહ્યું કે, તમે પાછળ જઈને કુંવરોને મારી નાંખો અથવા પકડી લાવો. પછી તે આઠસેં અશ્વારો લઈને ચાંદેલે ગયો. તેને આવતો જોઈને, તેઓએ કમરો બાંધી અને પોતાના બારસેં અશ્વારોને પોતાની આસપાસ મૂકી દઈને વચ્ચે કચેરી કરી વિચાર કરવાને બેઠા. મોકમસિંહ તેઓના ડેરા પાસે જઈને ઉતર્યો, અને કહ્યું કે ત્રણે કુંવરો મને સોંપો. ત્યારે માનસિંહે કહ્યું કે "જેવા સતિયોએ કુંવરો મને સોંપ્યા છે તેવા "જ હું તમને સોંપું છું." એ પ્રમાણે કહીને પોતાની કટારી તેના મ્હોં આગળ ધરીને બોલ્યો, "જો તમારે તેમને મારી નાંખવા હોય તો હવડાં મારો." મોકમસિંહ બોલ્યોઃ-"ઠાકોર ! તમે ધણી કરી, તમે મને પણ તમારા ભેગો "ભેળવ્યો. હવે તો જે તમારૂં થશે તે મારૂં થશે." પછી ચારે જણા મારવાડમાં આડાવલો કરીને ડુંગર છે ત્યાં જઈ રહ્યા અને બ્હારવટું કરવા લાગ્યા. તેઓએ પોતાનો કબીલો વિકાનેરમાં દેશણોત ગામ છે ત્યાં ચારણોની માતા કર્ણીજી છે ત્યાં મેલ્યો. ત્યાં આજ સુધી એવો દસ્તુર હતો કે કોઈ મોટા રાજાનું ખુન કરીને પણ કર્ણીજી માતાને શરણ આવે તો તેનું કોઈએ નામ લેવાય નહિ, એવી એ માતાની સત્તા હતી.[1]

આ બનાવ બનતાં પ્હેલાં શણાલાના પટાવત ચાંપાવત સવાઈસિંહ, માનસિંહ, પ્રતાપસિંહ અને જીવણદાસ હતા, તેઓનો પટો શિત્તેર હજાર[2] રૂપિયાનો હતો. તેઓને મહારાજા અજીતસિંહ સાથે કજિયો થયો હતો તેથી તેમનો પટો જપ્ત થયો હતો. તેઓ પણ બ્હારવટે નીસરીને આડાવલે ગયા હતા, અને તેમના કબીલા તેમણે કર્ણીજી માતાને શરણે મૂક્યા હતા. એવામાં દિલ્હીના પાદશાહનો ખજાનો અજમેરથી દિલ્હી જતો હતો, તે તેઓએ લૂટી લીધો. જ્યારે રાજકુંવરો આડાવલે આવ્યા

---

૧ કચ્છમાં માતાની તુમડી નામે ગામ છે, ત્યાં કોઈ અપરાધી જતો તો તેને અભય મળવાનો રીવાજ અદ્યાપિ સુધી હતો. ર. ઉ

૨ મારા જાણવા પ્રમાણે તે સાત હજારનો હતો. ર. ઉ

ત્યારે ચાંપાવતોએ એ ખજાનો તેઓને અર્પણ કરી દીધો અને તેઓની ચાકરીમાં રહેવાને તૈયાર થયા. કુંવર આનંદસિંહે તેમની વાત માન્ય રાખી અને મોકમસિંહ, જોધા માનસિંહ ચોહાણ, અને પ્રતાપસિંહ ચાંપાવત એ ત્રણે જણને કોલ આપ્યો કે, તમે તમારા ધણીના સામધર્મી છો તેથી મને રાજ્ય મળશે ત્યારે હું તમને ત્રણેને પટો આપીશ.. આડાવલેથી કુંવરોએ અને તેઓના સોબતિયોએ મારવાડ ઉપર લૂંટફાટ કરવા માંડી અને માનસિંહ ચોહાણ વિષે કવિતામાં એવું જોડાયું કે, "मह घरा मथी, दधि जेम माने." (ભાવાર્થ,–દેવે જેમ સમુદ્રમંથન કર્યું તેમ માનસિંહે મારવાડની ધરતીનું મંથન કર્યું.) જ્યારે અભયસિંહે પાદશાહના ડરથી પોતાના બાપને મારી નાંખવાને વખતસિંહને લખ્યું હતું, ત્યારે પાદશાહે તેને ઈડર પરગણું બક્ષિસ આપીને નવ મ્હોરનો લેખ કરી આપ્યો હતો. તે લઈને અભયસિંહનો પુરોહિત બ્રાહ્મણ જગુજી દિલ્હીથી જોધપુર જતો હતો, તેવામાં આ બ્હારવટિયા, તેઓને પકડીને આડાવલા ઉપર લઈ ગયા. ત્યાં તેણે તેઓને કહ્યું કે, અભયસિંહને ઈડરનો પટો કરી આપ્યો છે, અને તમે મને જો દિલ્હી પાછો જવા દ્યો, તો હું તમારા નામનો પટો કરાવી લાવું. તેઓએ પુરોહિતના સોગન ઉપરથી તેની વાત માની. એટલે તેણે અભયસિંહની પાસે જઈને કહ્યું કે, "તમારા ભાઈ મારવાડ દેશ લૂંટીને ખરાબ કરે છે, માટે તેઓને "જોધપુરનાં બાવીશ પરગણાંમાંથી કોઈ પણ પરગણું છેલ્લી વારે આપવું તો "પડશે, તેને બદલે ઈડરનો પટો હવણાં જ આપીને સમાધાન કરો." અભયસિંહે તેને પટો આપ્યો અને તે લઈને આડાવલે ગયો.

આ વેળાએ, સંવત્ ૧૭૮૫(સન ૧૭૨૯)માં[1] ઉદાવત લાલસિંહજી

---

[1] મહીકાંઠાનો પોલિટિકલ ચાર્જ જ્યારે મેજર માઇલ્સના તાબામાં હતો, ત્યારે તા૦ ૨૧ મી સપ્ટેમ્બર સન, ૧૮૨૧ ને રોજ રિપોર્ટ કર્યો છે, તેમાં નીચે પ્રમાણે ફકરો છે:––

"સંવત્ ૧૭૮૫ માં જોધપુરના રાજાના ભાઈ આનંદસિંહ અને રાયસિંહે વાણું "અને પાલણપુરથી થોડા અસ્વાર ગડવાડાના કોળી સાથે આણીને ઘણી મુસિબત વિના "ઈડરનો કબજો કરી લીધો. તેઓને દિલ્હીનો હુકમ હતો એમ કહે છે. પણ ખરી વાત "એમ જણાય છે કે, દેશની સ્થિતિ એવી થઈ ગઈ હતી તેથી તેઓનું આવવું થયું હતું, "અને મારવાડના કુંવરો જે અમદાવાદની સુબેદારી ઉપર તે વેળાએ હતા તેઓએ "પણું કરીને તેમને આશ્રય આપ્યો હતો. કેટલાંક વર્ષ પછી ઉપર લખેલો દેસાઈ કે જેને "(સુરાદબખ્તે ઈડર લીધા પછી તેનો તાબો સોંપ્યો હતો તે) મારવાડિયોએ કહાડી "મૂક્યો હતો એમ જણાય છે, તેની ઉશ્કેરણીથી બચાજી દેવાજી કરીને દામાજી ગાયકવાડના તાબામાં એક કામદાર હતો તેને પેશ્વાની મળીથી ઈડરનો કબજો લેવાને

ચાંપાવત સવાઈસિંહ અને પ્રતાપસિંહ, જોધા મોકમસિંહ, જેતાવત અદેરામજી, ચાંપાવત જીવણદાસ, અને કુંવર જોરાવરસિંહ એટલા જણને બે હજાર અશ્વારો સહિત બોરસદ ઉપર મોકલ્યા. ત્યાં એક મ્હોટી લડાઈ થઈ, અને કિલ્લા ઉપરથી તોપોનો મારો ચાલ્યો, તેથી દશ દિવસ સુધી કિલ્લો લેવાયો નહિ. છેવટે બોરસદના કારભારિયે આવીને કિલ્લાના દરવાજા ઉઘાડ્યા. એ લડાઈમાં કુંવર જોરાવરસિંહને તરવારના બે ત્રણ ઘા વાગ્યા, અને પચાસ મારવાડી માણસ મરાયાં, તેમ જ સામાવાળાનાં પણ આશરે તેટલાં જ મુવાં. પછી નવાબને ગાદિયે બેસાડયો, ત્યારે મહારાજા રાયસિંહજીને તેણે કહ્યું કે, "પરગણામાં મારો અમલ "સારી પેઠે જમાવીને પછી તમે ઈડર પધારજો." તે ઉપરથી રાયસિંહ આઠ મહિના ત્યાં રહ્યો.

આ વેળાએ રાવજિયે પોસીનાના વાઘેલા સિવાય પોતાના સરદાર રણાસરના ઠાકોર અદેસિંહ રેહેવર તથા મોનપર, સરડોઈ, રૂપાલ, અને ઘોરવાડના રેહેવર ઠાકોરોને અને આસપાસના ભોમિયાઓને એકઠા કર્યા. સરદારોએ કહ્યું કે, અમે જઈને તમારે માટે લડીશું, અને અમારાથી બનતાં સુધી ઈડર લઈશું. ત્યાંથી તેઓ દેશોતરમાં ગયા. ત્યાં ડાભી રજપુતોનાં પાંચસેં ઘર હતાં, અને ત્યાંથી ઈડર ગયા. આ વેળાએ ઈડરમાં મુસલમાન કસબાતિયોનું જોર ઘણું હતું. તેમની બે કોમ હતીઃ એક નાયકની અને બીજી ભાટીની (તેઓનાં ઘર આશરે પંદરસેં હતાં). ઈડરના દરવાજાની તથા મોરચાની સોંપણી તેઓને હતી. રાવજીના પટાવતોએ કસબાતિયોને સાધી લીધા, અને ઈડર શહર લીધું. મહારાજ આનંદસિંહની પાસે કુંપાવત અમરસિંહ અને ચોહાણ દેવીસિંહ બે સરદાર રહ્યા, તેમને લઈને પોતાના કુટુંબ સહિત તે ડુંગર ઉપરના કિલ્લામાં ગયો. ત્યાં પણ દબામણી થઈ, એટલે પેલી તરફની બારિયેથી પોતાના સરદારોની સાથે કુટુંબ વિદાય કર્યું, અને પોતે ઘોડીને દરવાજેથી નીકળીને કિલ્લાની ઉત્તરમાં ફરીને, કુટુંબની સાથે ભેગો થવાની આશાએ ચાલ્યો. મહારાજાની સાથે થોડા અશ્વારો હતા, તે પણ જૂદા જૂદા પડી ગયા. આ વેળાએ રેહેવર અશ્વારોની એક ટુકડી પાસે આવતી જોઈને પોતાનાં માણસો એકઠાં થઈ જાય એટલા માટે તેણે પોતાના નગારચીને ડંકા કરવાને કહ્યું. તે સાંભળીને નગારચિયે કહ્યું જે આપણા અશ્વારો તો વેગળા રહી ગયા છે, તેઓ તરત આવી શકશે નહિ, પણ ડંકા સાંભળીને રેહેવરો આવી પ્હોંચશે. આનંદસિંહે બે ત્રણ વાર ગુસ્સે થઈને હુકમ કર્યો એટલે તેણે તરત જ ડંકા કર્યો. રેહેવરો તે સાંભળીને

ઘોડા ફૂદાવતા આવી પ્હોંચ્યા અને તેના થોડા રહેલા માણસોને પકડી પાડ્યા. ત્યાં આગળ લડાઈ થઈ. મહારાજની ભણીનો ચોહાણ દેવીસિંહ પ્હેલો કામ આવ્યો. પછી કુંપાવત અમરસિંહ ઘવાયો, અને નગારાવાળો રામદાન કરીને હતો તે માર્યો ગયો. પછી મહારાજનો ઘોડો મરાયો અને છેવટે પોતે પણ કામ આવ્યા. તેનાં માણસોમાંથી થોડાં બચ્યાં, અને રેહેવરોએ ઈડરનો કિલ્લો લીધો.

## गीत

अखत उछळ बाण, केवाण के आरती, सबळ गज गाह बिवाह सामो;
आणंद महाराज गढ परणते ईडरे, मदेहद जान देविदान मामो. १

दुगांणी चुकावता घाव दूणा दियो, भाणने सारथी कहे भाळो;
इन्द्र ज्युं बिंद अजमालसुत ओपियो, बींदरी ढाल फतमालवाळो. २

सिंधुवा राग गजरी जता झोंहला, धीर रण धकावता पाव धरता;
घूरता कुरता वहे पीधा थका, कम धम छरीक अर छीक करता. ३

गढपति सरग भाणेज मामो गया, फरण गर्भ वासरा टाळ फेरा;
मुह चढे लडेवा आचेया माडहा, करां वाखाण चहुवाण केरा. ४

મહારાજા આનંદસિંહની રાણિયો—સોનંગરીજી અને વાઘેલી શિરોઈ તાબાને રોહીડે ગામ જઈને તેની પછવાડે સતી થઈ. તેમની સાથે એક દાસી પણ બળી મોઈ. તેમની છત્રિયો આજે પણ રોહીડે છે.

આ વાતની ખબર બોરસદમાં મહારાજા રાયસિંહને થઈ, એટલે તે ઈડર ઉપર ચડી આવ્યો. પ્રથમ તો તેણે મુનઈયે પોતાનું રહેઠાણ કર્યું અને ત્યાં ચાર મહિના રહીને ઈડરવાડામાં લૂટફાટ કરવા માંડી, પણ ઈડર ગઢ

---

૧ બાણ રૂપી અક્ષત ઉછળ્યા, અને તરવાર રૂપી આરતી થઈ, અને સબળ હાથિયોની સામે જ્યારે મહારાજ આણંદસિંહ ઈડર ગઢ વ્હેરે પરણવા લાગ્યો ત્યારે દેવીદાન સામો ખૂબ જાન માહાલ્યો

૨ તેણે બમણા ઘા કરીને દાવા ચુકાવી આપ્યા, તે સૂર્યને તેનો સારથી કહે કે જૂવો જૂવો અજમલનો દીકરો આણંદસિંહ, ઈન્દ્રની પેઠે વર થઈને શોભ્યો, અને ફતેમાલનો પુત્ર (દેવીદાન) તે વરની ઢાલ થયો

૩ ત્યાં સિંધુ રાગ થયા અને ગવરિયે શોહવા ગાયા, ધીર પુરુષો રણક્ષેત્રમાં ધકાવતા પગ મૂકતા હતા અને ફરીક તથા ચહુવાણ શત્રુઓને ઢીકતા સ્થિર થતા અને ઘુરતા, પીધેલા થઈને (હાથિયોની પેઠે) ચાલતા હતા.

૪ ભાણેજ અને મામો મ્હોં ચડાવી લડવા મંડી ગયા. પછી બન્ને ગઢપતિ સ્વર્ગમાં ગયા, એટલે તેઓને ગર્ભવાસના ફેરા ફરવાના ટળી ગયા. એ ચહુવાણનાં શા વખાણ કરું'

ઉપર હલ્લો કરવાનો કાંઈ દાવ ફાવ્યો નહિ. છેવટે બે બ્હારોટ એક વિજા-
પુરનો કેસરીસિંહ, અને બીજો દાવડનો અનોપસિંહ કરીને હતા, તેઓની
સાથે સલાહ કરીને રાવની પક્ષના સાભર કાંઠાના કોળી ઠાકોરોને ફોડવાનો
પેચ રચ્યો. અને બ્હારોટોએ જઈને તેઓને સમજાવ્યા કે જ્યારે લડાઈ
થાય ત્યારે તમારે બંદુકોના ખાલી બાર કરવા. હવે રાયસિંહ મુનઈપેથી
બડોળિયે ગયો. ત્યાં (મારવાડી વગેરેની) દશ હજાર માણસોની ફોજ જમાવી.
ઈડરના ભટી અને નાયક એ બે કોમના કસબાતી હતા તેઓને પટા તથા
જાગીર આપવાનો દિલાસો આપીને ફુટવ્યા, તો પણ તેઓએ રાવને કહ્યું કે,
અમે શહરનું રક્ષણ કરીશું. રાયસિંહે હવે ઈડર ઉપર હલ્લો કરીને શહરને
ઘેરો ઘાલી દીધો. તે પોતે તથા માનસિંહ ચોહાણ, કુંવર જોરાવરસિંહ,
જોદ્ધા મોકમસિંહ, અને પ્રતાપસિંહ, સવાઈસિંહ, માનસિંહ અને જીવણદાસ
એટલા ચાંપાવતો ઈડરના ડુંગરની મદારશાહની ટુક કે જે ઉપરથી ઈડર
દેખાય છે તે ઉપર[1] ચડીને પછી શહરમાં ઉતરી કસબામાં આવ્યા, એટલે
કસબાતિયો સામા મળવાને આવ્યા ત્યારે સરદારોએ મહારાજ રાયસિંહને
પૂછ્યુ કે કેમ કરવુ છે? મહારાજ બોલ્યા કે, મામા માનસિંહ ફોજના
આગેવાન છે માટે એમને પૂછો. તેને પૂછતાં તે બોલ્યો કે કસબાતિયોને
મારી નાંખવા જે નિષ્કંટક રાજ્ય થાય સૂચના પ્રમાણે મારવાડિયોએ કસ-
બાતિયોના ઉપર તૂટી પડીને આશરે એક હજાર માણસને કતલ કરી નાંખ્યા,
પછી તેમણે કિલા ઉપર હલ્લો કરીને કેટલાક રેહેવરોને મારી નાંખીને તે
સ્વાધીન કરી લીધો, એટલે રાવજી પોળોમાં જઈ રહ્યા ને રેહેવરો આશરે
આઠ મહિના સુધી ઈડરનું રાજ્ય ભોગવીને છેવટે પોતાને ઠેકાણે ગયા.

મહારાજ આનંદસિંહજિયે શિવસિંહ કરીને એક કુંવર મૂક્યો હતો તે
છ વર્ષનો હતો. તેને રાયસિંહે ગાદી ઉપર બેસાર્યો અને પોતે કારભાર
ચલાવવા લાગ્યો.

દ્હોડ મહિના સુધી રણાસણમાં રહ્યા, તેનાં ચોવીસ ગામ ખાલસા કર્યાં, ત્યાં પોતાનું થાણું બેસાર્યું અને કુંભા ભટીને ત્યાં મૂક્યો. રણાસણ પાંચ વર્ષ સુધી ઈડરના તાબામાં રહ્યું, પરંતુ રેહેવરો નિરંતર હેરાન કરવા લાગ્યા, તેથી દેસોતર વગેરે બાર ગામ રાખીને બાકીનાં બાર ગામ તેઓને પાછાં આપ્યાં.

આ વેળાએ રેહેવર અને રાઠોડ વચ્ચે લડાઈ થઈ હતી, તે વિષેનું એક ગીત નીચે પ્રમાણે છે:—

गीत

निश दिह नगारां ध्रोह मटे नह, धड जोधारा नके घटे;
नत फोजां गजबंध मटे नह, मारूरे ना धंध मटे. १
आफळते वढते दन आखो, चडते पडते खेत चडे;
पडिया पाखे सांझ न पडशे, पडे घणा तद सांझ पडे. २
दळ जूटे जळबोळ दहू दश, झाझा तीर पाखर रमझोळ;
केदि फेर मटशे काळो? धर ईडर घाल्यो धमरोळ. ३
आवध भला के भला अझांझल, सोहण भला के भला सथ;
रेहेवर भला के भला राठवड, हेमर भला के भला हथ. ४
धाहां पडे उपडे धमसां, राहां खडे न काम रडे;
सोह पडे मडे दळ सामा, धरती होय न कडेधडे. ५

શિવસિંહને ઈડરમાં મૂકીને રાયસિંહ હવે મોડાસામાં જઈને રહ્યો. તેણે ત્યાં પોતાને તથા પોતાના કબીલાને માટે મ્હેલ ચણાવ્યા. પાંચ વર્ષ પછી મરાઠાની ફોજ પૂનેથી મોડાસે આવી, તેમાં જનકોજીની આ મુખ્ય હતી. તેઓએ આવીને ખંડણી માગી; મરાઠાની ફોજ પંદર હજાર માણસોની હતી, તો પણ રાયસિંહે ખંડણી આપવાની ના પાડી. ફોજની આગે-

૧ રાત્રિદિવસ નગારાંનો ધમકારો મટે નહિ, અને જોદ્ધા રૂપી ગઢ પણ ઘટે નહિ, નિત્ય હાથીવાળી ફોજો મટે નહિ, અને મારવાડિયાનું ધાધળ મટે નહિ ૨ અફળાતા લડતાં આખો દિન જાય, અને ચડતાં પડતાં પણ રણક્ષેત્રમા પડે; કોઈ મુવા વિના સાંઝ પડે નહિ. પણ ઘણા પડે તો જ સાંઝ પડે. ૩ દશે દિશામાં રેલની પેઠે ફોજ જોડાય, ઘણા તીર અને પાખરની રમઝટ મચી રેહે, ઈડરની ધરતીમાં ધમરોળ ઘાલ્યો છે તેનો આવો કાળો કેર ક્યે દાહાડે ગટશે? ૪ આયુદ્ધ ભલાં કે ભલા યોદ્ધા, સરદાર ભલા કે માણસ ભલાં, રેહેવર ભલા કે રાઠોડ ભલા, ઘોડા ભલા કે હાથી ભલા? ૫ ફોજો ઉપડે ને નાસ પડે, રસ્તા રોકાઈ જાય ને કામ સરે નહિ, ફોજ સામા સરદારો લડીને પડે; પણ કડેધડે ધરતી થાય નહિ. (ચોથી અને પાંચમી કવિતા અંગ્રેજીમાં ફારફેર છે.) ૨ ઉ.

વાન સ્ત્રી હતી, તેણિયે, રાયસિંહને કહાવ્યું કે, તમે રૂપવાન છો માટે મારે તમને જોવાની ઇચ્છા છે, તેથી જો તમે અશ્વારી કરીને આવશો તો હું ખડણી માફ કરીશ. મહારાજે કહ્યું કે હું રૂપાળો નથી, તો પણ તીર મારનાર ઘણો સારો છું. એમ કહીને કિલ્લાની ભીંત આગળ થઇને એક મરાઠો ભીસ્તી પાડા ઉપર પખાલ નાખીને જતો હતો તેને જોઇને પેલા કહેવા આવેલા માણસને કહ્યું કે, પાણી સુદ્ધાંત પખાલ વીંધીને પાડાની આરપાર તીર નીકળી જાય કે નહિ? એમ કહીને તેણે તીર ચડાવ્યો, અને કાન સુધી કશીને ફેંક્યો, તે પાણી સુદ્ધાંત પખાલ અને પાડાની પાર નીકળી ગયો. પખાલિયે દોડ્યાં દોડ્યાં જઇને લશ્કરમાં ફરિયાદ કરી, એટલે મરાઠાનું આખું લશ્કર મહારાજ ઉપર ચડી આવ્યું. એક સો ને પચાસ મારવાડી કિલ્લેદાર હતા તેઓ મરતાં સુધી લડ્યા, પણ રાયસિંહે પોતાની સ્ત્રીને પોતાના ઘોડા ઉપર બેસારીને તેને પછવાડે લૂગડાં વતે પોતાના શરીર સાથે બાંધી લીધી ને રાયગઢ ભણી ઘોડો મારી મૂક્યો. અણુધડ ગામ તેણે ખાલસા કરી નાખ્યું હતું, તેની પાસે એક ડુંગરા ઉપર આ કિલ્લો તેણે બધાવ્યો હતો. અહિં અશ્વાર અને પાળા થઇને બસેં માણસનું થાણું હતું. આ ઠેકાણે પોતે બે ત્રણ દિવસ રહ્યો અને પછી ત્યાંથી ઈડર ગયો.

જ્યારે મરાઠાઓએ મોડાસા લીધું ત્યારે ચાંપાવત જીવણદાસ કામ આવ્યો, અને તેનો ભાઈ પ્રતાપસિંહ રણભૂમિમાં ઘાયલ થઈ પડ્યો. મરાઠાઓએ જાણ્યું કે, એ મહારાજ રાયસિંહ છે તેથી તેને પાલખીમાં ઘાલીને અમદાવાદ લઈ ગયા અને ત્યાં કેદ કર્યો, અને એંશી હજાર રૂપિયા ભરે તો તેને છોડવો એવો ઠરાવ થયો; તે ઉપરથી તેટલી રકમ ઈડરના ખજાનામાંથી કહાડીને ઊંટ ઉપર લાદી અમદાવાદ પ્હોંચતી કરી, ને તે બધું પેથાપુર પ્હોંચ્યું. એટલામા તો, ઠાકોરે કેદમાંથી છૂટી જવાનો બેત કર્યો હતો તેથી ત્યાંથી છૂટી આવીને તેઓને મળ્યા, અને રૂપિયાનાં ઊંટ ઈડર પાછાં વાળી ગયા. રાયસિંહે કહ્યું કે એ પૈસો પ્રતાપસિંહને માટે કહાડ્યો છે, માટે તેમણે જ રાખવો પણ પ્રતાપસિંહે કહ્યું કે, જ્યારે મહારાજે મારે માટે સર્વ સારી પેઠે પૂરૂં પાડ્યું છે ત્યારે મારે પૈસાની કાંઈ અગત્ય નથી. પછી સરદારોએ મળીને એવો નિકાલ કહાડ્યો કે અર્ધા રૂપિયા પ્રતાપસિંહે લેવા અને અર્ધા ખજાનામા પાછા નાંખવા.

ભાટ લખે છે કે, સંવત્ ૧૭૯૭(ઈ૦સ૦ ૧૭૪૧)મા મહારાજે પોતાના સરદારોને ચાકરીને બદલે પટા આપ્યા, મુડેટીનો પટો માનસિંહ, ચોહાણને આપ્યો, ચાંદણીનો ચાંપાવત સનાઈસિંહને, મઉનો ચાંપાવત

પ્રતાપસિંહને, ગાંઠિયોલનો જેતાવત અદેરામજીને, ટીંટોઈનો કુંપાવત અમરસિંહને, વડિયાવીનો કુંપાવત બહાદરસિંહને, મેરાસણ(બેરણા)નો જોધા ઈંદરસિંહને, અને ભાણપરનો પટો ઉદાવત લાલસિંહને આપ્યો. આ વેળાએ ઈડરની ગાદી ઉપર રાયસિંહ અને શિવસિંહ બન્ને હતા. તેથી સરદારોએ વિચાર કર્યો કે, એક મ્યાનમાં બે તરવારો સમાય નહિ માટે કોઈક દિવસ દગો થશે; તેથી બંને મહારાજ જૂદા પડે એવો મનસૂબો કરવા સારૂ ચોદાણની હવેલિયે બધા સરદારો એકઠા થયા. આ સમયે શિવસિંહનું વય અગિયાર વર્ષનું હતું. સર્વેએ સલાહ કરીને કુંપાવત અમરસિંહને રાયસિંહ મહારાજ પાસે મોકલ્યો. તેણે જઈને કહ્યું કે "મહારાજ! આપ મારા ઉપર રોષે ભરાઓ નહિ તો મારે "એક વાત કહેવાનું છે." રાયસિંહે કહ્યું, "સુખે કહો," ત્યારે ઠાકોરે કહ્યું કે "સર્વ કહે છે કે, જેમ એક મ્યાનમાં "બે તરવાર સમાય નહિ તેમ જ એક રાજધાનીમાં બે રાજવિયોથી રહેવાય "નહિ, વાસ્તે આપે બીજા ગામમાં પધારવું જોઇયે." રાયસિંહ બોલ્યો, એનું "મારી આગળ કોઈ કહેતું નથી, માત્ર તમે જ કહ્યું, તો પણ મારે હવે "અહિં રહેવું નહિ, અને તમારે પણ રહેવું નહિ." એમ કહીને રાયસિંહ રાયગઢ ગયો અને અમરસિંહ મારવાડ ગયો, એટલે તેનો ટીંટોઈનો પટો ચાંપાવત માનસિંહને આપ્યો.

રાયસિંહ મહારાજને એકે કુંવર ન હતો. પણ બાઈ ઈજનકુંવરી કરીને એક પુત્રી હતી, તેને જયપુરના રાજા માધવસિંહ વ્હેરે પરણાવી હતી.

અમરસિંહને મારવાડમાં પટો મળ્યો નહિ, એટલે ૭ વર્ષે ઈડર પાછો આવ્યો ત્યારે તેને મણીયોલનો પટો આપ્યો. તેને શેરસિંહ અને ધીરતસિંહ એવા બે પુત્ર હતા. તેઓએ મહારાજ શિવસિંહની એવી સારી ચાકરી ઉઠાવી કે તેણે તેઓને કુકડિયાનો અને ઉંડણીનો પટો આપ્યો. મહારાજ શિવસિંહે બીજાઓને પણ પટા આપેલા છે. ફત્તેહસિંહ અને ખુમાનસિંહ જે ચાંપાવત પ્રતાપસિંહના પૌત્ર થતા હતા તેઓને મઉ અને વાંકાનેરના પટા આપ્યા. બીજા ઘણા રજપૂતોને પણ તેણે ગામ આપ્યાં. તેઓ બીજા સરદારોના જિલ્લાયત થઈને રહ્યાં.[1]

---

૧ ભટી જેતસિંહને ટોરડા ગામ આપ્યું, તે પછી ચાંપાવત જિલ્લામાં ભળ્યો. ચાંપાવત ગમાનસિંહને ચીબોડું ગામ આપ્યું, તે મઉના જિલ્લામાં ભળ્યો. ચાંપાવત અભયસિંહને ભેટાળી ગામ આપ્યું, તે સ્વતત્ર રહ્યો. મુનઈ ગામ લાડીને આપ્યું તેઓ કુંપાવતના જિલ્લામાં ભળ્યા. પુનાસણ ગામ શિરોહિયા મહાસિંહને આપ્યું, તે ચાંપાવતના જિલ્લામાં ભળ્યા, પણ હાલ કુંપાવતના જિલ્લામાં છે. મેપ ગામ જેતાવતને આપ્યું, ઈત્યાદિ ૨ ઉ.

સંવત્ ૧૮૪૪-૪૫(ઈ૦ સ૦ ૧૭૮૮-૮૯) માં જ્યારે આપા સાહેબ ગાયકવાડની ફોજ લઇને રેહેવરો અને પોળોના રાવજી વગેરે ભોમિયાઓની ઉશ્કેરણીથી તેઓને લઇને ઈડર ઉપર ચડી આવ્યો અને કાપમકાપ અને લૂટમ-લૂટા કરવા લાગ્યો ત્યારે સરદારો પોતાના કબિલા સહિત ડુંગરામાં જતા રહ્યા, અને સર્વે પછી ધુંવા ડુંગરા ઉપર એકઠા થયા. એ ડુંગર દાંતા અને પોગીનાની વચ્ચે આવ્યો છે અને તેના ઉપર ચડવાનો માત્ર એક સાંકડો રસ્તો છે, ત્યાંથી તેઓએ આપા સાહેબ ઉપર રાત્રિની વેળાએ હલ્લા કરવા માંડ્યા અને કતલ તથા લૂટ ચલાવવા માંડી. જ્યારે ધુંવા ડુંગર ઉપર ફોજ ચડી આવી ત્યારે સરદારો ઈડરની ઉત્તરમાં મેવાડ મહિલા પાનવરા ભણી ન્હાશી ગયા, મરાઠા મુંડેટી ઉપર ચાલ્યા, અને તે પરગણાનાં સર્વ ગામ લૂટ્યાં અને બાળી નાંખ્યાં; તેમ જ, પોશીના, મહુ, ચાંદણી, અને બીજાં પરગણાંનાં ગામનું પણ તેમ જ કર્યું. છેવટે, મહારાજ શિવસિંહની સામે તેઓ ઈડર ઉપર ચડી આવ્યા, અને રમળસર તળાવ આગળ પડાવ કરીને રહ્યા. તેઓએ મહારાજને કહાવી મોકલ્યું કે, તમે અમારી સાથે વાત કર-વાને તરત જ હાજર થશો નહિ, તો ઈડર ઉરાડી મૂકીશું. આ ઉપરથી શિવસિંહ પોતાના પાંચે કુંવર લઈને તેમની પાસે ગયો. આપા સાહેબે કહ્યું કે, તમારો અર્ધો મુલક અમને આપવાનો આ દસ્તાવેજ છે, તેના ઉપર તમે સહિ કરો, નહિતર આખો મુલક ઉજ્જડ કરી નાંખીશું તેઓએ આ પ્રમાણે દાવો કરવાનું મિષ એ બતાવ્યું કે, તમે તો માત્ર આનંદસિંહના વારસ છો, પણ રાયસિંહ મહારાજ પુત્ર વિના મરણ પામ્યો છે તેના ભાગ ઉપર અમારો દાવો છે અને ઈડરવાડો તે બંને મહારાજાઓએ સહિયારો લીધો છે. આવું સાંભળીને મહારાજે આપા સાહેબને ઘણો વિનવ્યો, પણ કાંઈ તેણે માન્યું નહિ, ને ઉલટી ધમકી આપી કે, જો તમે મારૂં માનશો નહિ તો તમને પકડી લઈને ઈડરમાં અમારૂં થાણું બેસારીશું. આવું સાંભળીને મહારાજે ડરી જઇને કહ્યું કે, "દેશનો લેખ કરી આપવાનું મારા હાથમાં નથી, તે તો "સરદારોના હાથમાં છે; કેમકે જે રાજ્ય ઉપર હું રાજ્ય કરૂં છું તે તેઓનાં "સાધનથી મેળવેલું છે." પંડિતે કહ્યું કે, " ત્યારે તમે સરદારોને બોલાવો." શિવસિંહ કહે કે, "તેઓ મારા તેડ્યા નહિ આવે. વળી તમે તેઓનાં ગામ ઉજ્જડ "કરી નાંખ્યાં છે, અને તેઓએ પણ તમને થોડુંક નુકશાન કર્યું છે, તો "તેઓ શી રીતે આવી શકશે." આપા સાહેબે બાંહધરી આપી, અને મહારાજે પણ ખાનગી કાગળ લખ્યો કે "જો તમે આવશો નહિ તો મને કેદ કરશે." આ ઉપરથી સર્વે સરદારો આવ્યા. પણ ચાંદણીનો સરદાર સૂરજમલ આવ્યો

નહિ; તે એક સો અશ્વાર અને બસેં પાળા લઈને પોતાને ગામ ગયો. સરદારો આવ્યા એટલે રાયસિંહનો ભાગ ધમકાવીને લખાવી લીધો, તે લેખ ઉપર મહારાજાએ પ્રથમ મતું મારી આપ્યું, તે પછી સાત સરદારોએ સાક્ષિયો કરી.

આ કામ થઈ રહ્યા પછી, સરદારોએ કહ્યું કે, "સૂરજમલ સહિ કરશે "ત્યારે લેખ ખરો ઠરશે, નહિ તર ઠરશે નહિ." તે ઉપરથી પંડિતે કહ્યું, કે "તેને તેડાવો." એક આરબ જમાદાર જાન મહમદની બાંહધરી લઈને મરાઠાનો એક સરદાર, અને મહારાજાનો એક અશ્વાર એ બે તેની પાસે ગયા. ત્યાર પછી તરત જ એક સો ને વીશ અશ્વાર લઈને સૂરજમલ આવ્યો. પંડિતે તેનો આદરસત્કાર કરીને પોતાના તંબુમાં આવકાર આપ્યો અને પોતાની પાસે બેસારીને, બીજા સરદારોની પેઠે સહિ કરવાને લેખ તેને આપ્યો. સૂરજમલે તે વાંચ્યો કે તુરત ફાડી નાંખ્યો અને બોલ્યો કે, "મહારાજા પાટના ધણી છે "ને અમે તો કાઠના ધણી છિયે, માટે એમ નહિ થાય" એવું કહીને જમાદારને કહ્યું કે મને ચાંદણિયે પ્હોંચાડો. એમ કરી તરત જ ઊઠીને પોતાને ગામ ચાલતો થયો. આપા સાહેબ ઘણો લીલોપીળો થયો અને મહારાજાને તથા સરદારોને ખૂબ ધમકી આપી, પણ તેઓએ કહ્યું કે, એમાં અમારો કશો દોષ નથી, અમે તો લેખમાં સહિયો કરી આપી છે. ત્યારે પંડિતે કહ્યું કે મારી સાથે તમે ચાંદણી ઉપર ચડાઈ કરવાને ચાલો.[1] એ વાતની તેઓએ હા કહી. પછી ચાંદણી ઉપર જઈને તોપો ચડાવી, અને એક આખો દિવસ હલ્લો રહેવા દીધો. મહારાજ અને સરદારો દેખીતા મરાઠાની ભણી હતા પણ અંદરખાનેથી સૂરજમલના પક્ષમાં હતા. રાત્રિની વેળાએ સૂરજમલ ડુંગરમાં ન્હાશી ગયો, ત્યાર પછી મરાઠાઓએ ગામ લૂટીને બાળી નાંખ્યું. તેઓ ત્યાં ચાર દિવસ રહ્યા, તેટલી વારમાં, સૂરજમલ લાગ ફાવતો ગયો તેમ તેઓના ઉપર પડ્યો અને દશ બાર માણસોને ઠેર કરીને ચૌદ ઘોડા લઈ ગયો. પછી ચાંદણિયેથી મેલાણ ઉપાડીને ફોજ સાંબળિયે ગઈ, ત્યાં પણ સૂરજમલે રાત્રિની વેળાએ તેઓના ઉપર પડીને, તેમનો એક આરબ કામદાર તોપખાના ઉપર હતો અને જે "તાના, તાના, તાના," ગાતો રોટલી બનાવતો હતો તેને ઠેર કર્યો. પછી મહારાજાએ આપાજીને કહ્યું કે, એ રજપૂત ઘણો કપરો છે, ને એ કોને માર્યા વિના મૂકશે, એ કહેવાઈ શકાતું નથી. માટે રૂપિયા

---

૧ એ વિષે બ્હારોટો કહે છે કે—

સોરઠો.

નિહચે નિંદરડીહ, અરિયાને આવે નહિ;
આવે ચાંદરણીહ, તેં કીધી સૂજા કમંધ.

આપવાનો જે ઠરાવ થયો છે તે રૂપિયા ફોજ ગયેથી હું પ્હોંચતા કરીશ. પછી વીશ હજાર રૂપિયાનો એક લેખ મહારાજે કરી આપ્યો તે લઇને મરાઠી ફોજ ગઈ અને મહારાજ ઈડર પાછા આવ્યા. તેણે તરત જ સૂરજમલને પોતાની પાસે તેડાવ્યો, અને કહ્યું કે, "તમે તમારૂં ગામ ફરી વસાવો". પછી તેને માટે હવેલી બાંધવાને ચાર હજાર રૂપિયા આપ્યા. સૂરજમલે તેમ કર્યું, પણ ત્યાર-પછી તે પોતાના શૂરવીરપણાથી અભિમાની થઈ ગયો અને કહેવા લાગ્યો કે "મહારાજ કે સરદારો કોઈનામાંય બળ નથી, ઈડરની ગાદી બચાવી તે મેં એકલાએ."

મરાઠી લશ્કર પાછું વળ્યું તે વેળાએ અહમદનગર, મોડાસા, અને બીજી જગ્યાઓએ થાણાં બેસારીને વળ્યું. સરદારોએ તેમાંનાં ઘણુંખરાં થાણાં ઉઠાડી મૂક્યાં, પણ કેટલીક જગ્યાએ તો બેસારેલાં રહ્યાં અને તેમાંથી પેશ્વાને અર્ધો ભાગ મળ્યો.

હવે જ્યારે ચાંપાવત સૂરજમલ ઈડરમાં કારભાર કરતો હતો ત્યારે તે રસ્તા ચોખ્ખા રખાવતો હતો અને જે તેની આજ્ઞા માનતા નહિ તેને ધમકાવતો. એક સમયે દરબારના નોબત વગાડનારાએ રાજમાર્ગમાં ગંદકી કરી તેથી સૂરજમલ તેના ઉપર કોપ્યો અને તેને પકડીને તેને ઘુંટિયે દોરડું બાંધીને મરતાં સુધી પાણીમાં ઝબકોળ ઝબકોળ કરાવ્યો. આ વેળાએ મહા-રાજા શિવસિંહ વૃદ્ધ અને નબળા થયા હતા. તેવામાં કુંવર ભવાનીસિંહ અને સૂરજમલને ઘણી મિત્રતા બંધાઈ હતી. એક વેળાએ સૂરજમલે ચાંદણિયે ઉજાણી કરી અને કુંવરને જમવા તેડ્યો. કચેરીમાં બન્ને જણ બેઠા હતા, તેવામાં કુંવરનો એક ભોજક બ્રાહ્મણ મેડા ઉપર થુંક્યો, તે જોઈને સૂરજમલને ક્રોધ ચઢ્યો અને બ્રાહ્મણને આજ્ઞા કરી કે, "તારી જીભ વતે "તું એ જગ્યા સાફ કર." બ્રાહ્મણે કહ્યું કે "મેં વાંક કર્યો છે તો હું મારા "લૂગડા વતે જગ્યા ચોખ્ખી કરૂં છું." પણ સૂરજમલ તો પોતાનો હુકમ પળાવવાની હઠ પકડી રહ્યો, ત્યારે મહારાજ કુંવરે કહ્યું કે "એણે ખોટું કર્યું "છે તેથી તમારી ખુશી હોય તો હું મારી શાલવતે ચોખ્ખું કરૂં." પણ સૂરજ-મલ તો એકનો બે થયો નહિ અને કહેવા લાગ્યો કે "એણે એની એ જ જીભથી "સાફ કરવું પડશે" ત્યારે કુંવરને ઘણો ક્રોધ ચઢ્યો અને ઉઠીને ચાલતો થયો. ઈડર આવીને તેણે સર્વ વાત માંડીને મહારાજને કહી, અને કહ્યું કે, "એ સરદારને "એટલો બધો ગર્વ ચઢ્યો છે કે, કોઈની પત કરતો નથી." મહારાજ સાંભળી રહ્યા, પણ કાંઈ ઉત્તર આપ્યું નહિ. કુંવરે પોતાનો રોષ મનમાં રાખ્યો.

એ વાતને વિસારે નાખીને મહારાજ કુંવરે સૂરજમલને જમવાને નોતર્યો.

તેને તે ઈડરગઢ ઉપર કિલ્લો જોવાને લેઈ ગયો, અને રૂઠી રાણીને માળિયે લઈ આવ્યો, ત્યાં તરવારવતે તેને કતલ કર્યો. એના મોતથી ઈડર સંસ્થાનને ઘણી હાનિ પ્હોંચી, એવું નીચેની કવિતાથી જણાય છે,—

સોરઠો

ચાંપા ચૂક કરચે, નરેન્દ્ર જો મારત નહિ;
ગુજ્જર ધરા ધરે, કર દેતો સૂજો કમધ.[1]

સૂરજમલ પોતાના મરણ પછી ભૂત થયો, અને ઘણા કાળ સુધી બહુ હરકત કરવા માંડી.

સૂરજમલના કુંવર સબલસિંહે પોતાના પિતાના મરણના સમાચાર સાંભળ્યા એટલે ડરીને બ્હારવટે નીકળ્યો; પણ તેને લાલચથી પાછો બોલાવ્યો; અને તેનાં હુરસોલનાં બાર ગામ લઈ લીધાં. મુંદેટીના માનસિંહની પછવાડે તેનો કુંવર જોરાવરસિંહ થયો. રઘુનાથ કરીને તેને એક બીજો ન્હાનો કુંવર હતો તેને ગોતાનો ગરાસ આપ્યો તે તેના પછી તેના કુંવર સુરતસિંહને મળ્યો.

પટાવતોની પાસે ઘણાં ગામ જતાં રહ્યાં હતાં, અને ખાલસા ગામ થોડાં રહ્યાં હતાં, માટે મહારાજ કુમાર ભવાનીસિંહે સુરતસિંહ પાસેથી ગોતાનો ગરાસ લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તેણે સુરતસિંહને કહાવી મોકલ્યું કે, તમારાં ગામમાંથી એક કે બે ગામ અમને આપો. આ વાત મહારાજ શિવસિંહને સારી લાગી નહિ, પણ કુંવરનો તેને ડર રહેતો હતો તેથી તેને વધારે કહેવાયું નહિ. સુરતસિંહે સંદેશાના ઉત્તરમાં બ્હારવટું લીધું, અને પોતાના કબીલાને પાસની અગ્નિકોણમાં મેવાડનાં જવાસ અને પહાદણ ગામ છે ત્યાં લઈ ગયો, અને ઈડરવાડા ઉપર હલ્લા કરી, ઢોર વાળી જઈને ખેડુત તથા ગામના વ્યાપારિયોને પકડી લઈને તેમની પાસેથી દંડ લેવા લાગ્યો. એક સમયે બ્રહ્મખેડ ઉપર તેણે હલ્લો કર્યો. ત્યાં ઈડરનું થાણું રહેતું હતું તેમાં ઘોડા અને પાયદળ થઈને એક સો માણસ હતું. આ ઠેકાણે ભારે લડાઈ થઈ. ત્યાર પછી ઈડરના કેટલાક વાણિયા સાદરી ખીણમાં ઋષભદેવની યાત્રા કરવાને જતા હતા, તેમણે પોતાની સાથે પચીશ કોળી વળાવા રાખ્યા હતા, તેઓ સહિત તેમણે થાણા ગામના આગળ ઢાળો કર્યો. ત્યાં સુરતસિંહ આવ્યો અને તેમને પૂછ્યું કે આટલા બધા વળાવા રાખવાની શી અગત્ય છે? ત્યારે તેઓએ કહ્યું કે તમે બ્હારવટે છો માટે. તે સાંભળી સુરતસિંહ બોલ્યો, કે તમારે મારી બીક રાખવી નહિ, કેમકે ઈડર તો મારે માતા સમાન છે, તેથી

---

૧ સૂરજમલ રાઠોડ.

તેનું લૂગડું નહિ એયું. પછી તેમની સાથે યાત્રાને સ્થાને ગયો અને પાછાં વળતાં તેઓને ઘેર પ્હોંચાડ્યા. વ્યાપારિયો જ્યારે ઈડર ગયા ત્યારે તેઓએ મહારાજને અને કુંવરને કહ્યું કે સુરતસિંહે ઈડર શહરના લોકોનું રખવાળું કર્યું માટે એને બોલાવો. આ વાત કુંવરને ગળે ઊતરી નહિ. ત્યારે મહારાજે કુંવર જાણે નહિ એમ સુરતસિંહને કાગળ લખ્યો કે ચોરીવાડ મારૂ થાળીનું ગામ છે, માટે તમે જો તે ગામ મારશો, તો હું લાંઘણ કરીશ, અને તમને પાછા બોલાવવાની કુંવરને અગસ પાડીશ. આ કાગળ ઉપરથી ઠાકોરે પોતાના માણસ એકઠાં કરીને ચોરીવાડ લૂંટ્યું, અને ઢોર લઈ જઈને તથા માણસોને કેદ પકડીને ગામ બાળી મૂક્યું. આ સમાચાર સાંભળીને મહારાજે લાંઘણ કરવા માંડી. તે ઉપરથી ઈડરના એક અતીતની બાંહધરી આપીને કુંવરે સુરતસિંહને તરત બોલાવ્યો. તે જ્યારે આવ્યો ત્યારે કુંવર તેના ઉપર બહુ કોપાયમાન થયો અને આટલું બધું નુકસાન પ્હોંચાડવાનું કારણ પૂછ્યું. એટલે સુરતસિંહે મહારાજનો કાગળ બતાવ્યો; અને જ્યારે શિવસિંહને આ વિષે કુંવરે પૂછ્યું, ત્યારે તે શરમાઈ ગયો, અને પિતાપુત્રની વચ્ચે જે શત્રુવટ બંધાઈ હતી તેમાં આથી કરીને વધારો થયો. દરબારે સુરતસિંહને કહ્યું કે, "મેં તમારા લાભને અર્થે જે કાગળ લખ્યો હતો, તે તમે શા માટે કુંવરને "દેખાડ્યો? તમારી બુદ્ધિ આવી ફરી ગઈ છે, તેથી તમારૂં મોત પાસે "આવ્યું હોય એમ મને લાગે છે." સુરતસિંહને પોતાનો ગરાસ પાછો મળ્યો, પણ ત્યાર પછી છ મહિને તે મરણ પામ્યો. સંવત્ ૧૮૪૧(ઈ૦ સ૦ ૧૭૮૫)માં તેના પછી તેનો કુંવર ઉદયસિંહ ગાદિયે બેઠો.

મુંડેટીના જોરાવરસિંહનો પૌત્ર દોલતસિંહ મરણ પામ્યો ત્યારે તેને કાંઈ સંતાન ન હતું, તેથી મુંડેટીનો મ્હોટો પટો પણ ઉદયસિંહને મળ્યો.

સંવત્ ૧૮૪૮(ઈ૦ સ૦ ૧૭૯૨)માં મહારાજા શિવસિંહ દેવલોક પામ્યો.* ત્યાર પછી બાર દિવસે તેનો કુંવર ભવાનીસિંહ પણ છત્રીશ વર્ષની

---

* નીચેના લેખ ઉપરથી ઈડરના મહારાજા વિષેની સમપ્રમાણ તિથિ મળી આવે છે.

૧ ઈડરની પાસે એક જૈનની છત્રી છે, તેમાં લખ્યું છે કે "સંવત્ ૧૮૪૦ (ઈ. સ. ૧૭૮૪), શ્રી મહારાજાધિરાજ મહારાજ શ્રી શિવસિંહજી ઈત્યાદિ."

૨ ઈડર ગઢમાં વજર માતાની વાવ છે, તેમા લેખ છે કે, "શ્રી ગણેશાયનમઃ શ્રી "રામજી, સંવત્ ૧૮૪૭ (ઈ. સ. ૧૭૯૧)ના ફાલ્ગુન શુદિ ૫ બુધવારે, શ્રી શ્રી શ્રી "૧૦૮ શ્રી મહારાજાધિરાજ શ્રી શ્રી શ્રી શિવસિંહજી, શ્રી મહારાજ કુંવર શ્રી ભવાની- "સિંહજિયે આ વાવ બંધાવી છે." ઈત્યાદિ.

૩ ઈડર પાસે એક જૈન લેખ છે કે "સંવત્ ૧૮૫૯ (ઈ. સ. ૧૮૦૩) મહારાજા- "ધિરાજ, મહારાજ શ્રી ગંભીરસિંહજી." ઈત્યાદિ.

વયે મરણ પામ્યો. ભવાનીસિંહ મહારાજની પછી તેનો કુંવર ગંભીરસિંહ ગાદિયે બેઠો, તે સંવત્ ૧૮૩૫(ઇ૦ સ૦ ૧૭૭૯)માં જન્મ્યો હતો. ભવાની સિંહને તેના સિવાય બીજા ચાર ભાઈ હતા—જાલમસિંહ, સગરામસિંહ, અમરસિંહ, અને ઇન્દ્રસિંહ. ગંભીરસિંહની બાલ્યાવસ્થામાં જાલમસિંહને ખોળામાં લઈને ગાદિયે બેશી રાજકારભાર ચલાવતો હતો. તેવામાં થોડા દિવસ પછી સરદારો ચાંપાવતની હવેલિયે એકઠા થયા, તેમાં વિજાપુરવાળો બ્હારોટ મ્હોબત તે વેળાએ દીવાન હતો, તે પણ સામેલ હતો. તેઓએ મળીને એવો નિશ્ચય કર્યો કે, એક મ્યાનમાં બે તરવાર સમાતી નથી, માટે વાજબી છે કે, જાલમસિંહે ગાદી ઉપર નહિ બેસતાં એક બાજુએ બેસવુ જોઇએ. જાલમસિંહને આ વાત જાણ કરવા ઉપરથી તેણે પૂછ્યુ "ત્યારે "મને હવે શી સલાહ આપો છો?" તે સાંભળી સરદારોએ કહ્યુ કે "તમે "રાજવી છો. અમે તમને શી સલાહ આપિયે." આવું સાંભળીને જાલમસિંહ તથા તેના ભાઈ સગરામસિંહ અને અમરસિંહ પોતપોતાનાં માણસો સહિત નીકળી પડ્યા અને મોડાસા, અહંમદનગર, અને બાયડનો અનુક્રમે વગર આપવે કબજો લીધો. ઇન્દ્રસિંહ જે આંખ્યે અખમ હતો, તે હુઝૂરમાં રહ્યો, તેથી તેને સુવરનો પટો મળ્યો.

સગરામસિંહની પછી કર્ણસિંહ થયો, ને કર્ણસિંહની પછી જોધપુરનો હાલનો મહારાજ તખ્તસિંહ થયો.

ઈન્દ્રસિંહે પોતાની પછવાડે ચાર કુંવર મૂકયા, તે આજે પણ હૈયાત છે.

જાલમસિંહ અને અમરસિંહ નિઃસંતાન મરણ પામ્યા.

જ્યારે ગંભીરસિંહ મહારાજ અઢાર વર્ષનો થયો, ત્યારે તેણે કહ્યુ કે, ત્રણ ભાઈ વચ્ચે બે પરગણાં રહેવા દેવાં જોઇયે, અને તે પ્રમાણે કરવા સારુ તે ફોજ તૈયાર કરીને અહમદનગર ઉપર ચઢ્યો. રસ્તામાં હિંગલાજ આગળ પડાવ કરીને પડ્યો. ત્યાં જાલમસિંહ તથા સગરામસિંહ એકઠા થઇને તેના સામા ચડી આવ્યા. એટલે લડાઈ થઈ. બન્ને પક્ષવાળાઓની પાસે તોપો હતી, તેથી બન્ને બાજુમાં ઘણાં માણસ પડ્યાં. સાંજ પડી એટલે લડાઈ બંધ પડી. બીજે દિવસે ચાંપાવત જોધો, અને ચોહાણ સરદારો મહારાજ પાસે આવી પ્હોંચ્યા, તથા શત્રુને કહેણ કહાવ્યું કે "અહંમદનગર અમારે સ્વાધીન કરો." આ વેળાએ ટીંટોઈના ભવાનસિંહ પટાવતે પોતાની બે ચાર દિવસ ઉપર ભરી રાખેલી બંદુક બરિયાન મૂકીને છોડવા માંડી, પણ છૂટી નહિ, એટલે પથરી સાફ કરીને છોડતાં તે ફુટી તેથી તેનો હાથ ફાટી ગયો. આવા અપશકુન થયા, એટલે મહારાજ લડાઈ કરવાનું જવા દઇને ઈડર પાછો ફર્યો. ભવાનસિંહને ટીંટોઇ

ભણી લઈ ચાલ્યા, પણ મઉ ગામ આગળ ભવનાથ મહાદેવની પાસે તેણે પોતાનો દેહ છોડ્યો.

પછી મોડાસાના ઠાકોર જાલમસિંહજિયે, પોતાની આસપાસનાં આંબલિયારાના ઠાકોર અને માલપુરના રાઠોડનાં, તથા માનપુર, અને સરડોઈનાં રેહેવરોનાં બાવન સંસ્થાનનાં ગામ મારવાડી ફોજ અને બીજી ભેળી કરીને ડબાવવા માંડ્યાં. પ્રથમ માલપુર ઉપર સુમારે ઈ૦ સ૦ ૧૭૯૯ માં પાંચ હજાર માણસ સહિત જાલમસિંહ મહારાજે ચડાઈ કરી, ત્યારે માલપુરના રાઠોડ પાસે આઠસેં માણસ હતું. ત્રણ દિવસ સુધી લડાઈ ચાલી અને છેવટે માલપુર લીધું, અને રાવળ મરાયો. પછી મહારાજે માલપુરમાં થાણું બેસાર્યું, પણ રાવળ તખ્તસિંહે બ્હારવટે નીકળીને મોડાસાનાં ગામડાં બાળીને બહુ નુકસાન કરવા માંડ્યું. તે ઉપરથી છેવટે માલપુરની સલામીમાંથી છસેં રૂપિયા અને મગોડીની સલામીમાંથી પાંચસેં રૂપિયા પ્રતિ વર્ષે લેવાના ઠરાવીને રાવળ તખ્તસિંહનાં ગામ તેને પાછાં આપવામાં આવ્યાં.

સંવત્ ૧૮૬૪(ઈ૦ સ૦ ૧૮૦૮)માં પાલનપુરના પીરખાનજીની સાથે તેના ભાઈ સમશેરખાનને કજિયો થવાથી તે રીસાવીને ઘર છોડી ઈડર આવ્યો. મહારાજે પોતાનું ચાંપલપુર ગામ પોસીના પરગણામાં છે તે તેને વસવાને ઠરાવી આપ્યું, એટલે સમશેરખાન ત્યાં જઈને રહ્યો. આ બનાવ ઉપરથી પાલણપુરના પીરખાનજિયે મહારાજને લખી મોકલ્યું કે, "તમારે "મારા ભાઈને રાખવો નહિ." પણ આ વાત ઉપર મહારાજે કાંઈ લક્ષ આપ્યું નહિ, એટલે પાલણપુરનું લશ્કર ગઢવાડામાં પેઠું અને તે પરગણાનો કબજો કરી લીધો. તે ઉપરથી મહારાજાએ પોતાની ફોજ એકઠી કરીને પાલણપુરની ફોજને હાંકી કહાડી, અને તેણે દીવાનના શીહરાણા ગામમાં બેશીને તેને કહાવી મોકલ્યુ કે, "જો તમારે લડવાની મરજી હોય તો અમે અહિ વાટ "જોઈને રહ્યા છિયે." પીરખાનજિયે ચડી આવવાની કાંઈ મરજી બતાવી નહિ, એટલે તે ગઢવાડામાં પેઠો હતો, તેને બદલે પાલણપુરનાં એક બે ગામ મારવાની મરજી મહારાજે જણાવી, પણ તે વેળાએ કુંપાવત નારસિંહ પ્રધાન હતો, તેણે કહ્યુ કે, "મહારાજ! આપણે પાલણપુરની સીમા ઓળંગીને "આવ્યા છિયે, તેથી આપણી જિત થયેલી જ છે. તમે ધારો છો તે પ્રમાણે "ગામ મારવાથી માત્ર કજિયો વધશે." મહારાજે આ સલાહ માન્ય કરી અને ઘર ભણી પાછા વળીને ત્યાંથી તેણે દાંતા ઉપર ચડાઈ કરી. એટલે ત્યાંનો રાણો જગતસિંહ ડુંગરામાં ન્હાશી ગયો. ઈડરની ફોજે નવાવાસ અને ભીમાલ ગામ લૂટ્યાં (ત્યાંના લોક ત્યાંથી ન્હાશી ગયા) અને શેલડીનું વાવે-



મહીકાંઠા મધ્યે મહાદેવ ભવનાથનું દહેરૂં પૃ ૧૩૮

Temple of Mahadev Bhavnáth in Mahikántha

લઈને નીકળી ચાલ્યો. જ્યારે ત્રણે જણ નીકળ્યા ત્યારે કુંવર જયસિંહદેવે પૂછ્યું કે, "તમે કયાં જાઓ છો?" તેઓએ ઉત્તર આપ્યું કે, "અમે દરબારને

|
કેદારસિંહજી ઇ સ ૧૦૬ તરસંગમામાં રાજ્ધાની મરી
|
જસપાળ પછી કેટલીક પેઢિયે—
જગતપાળ પાસેથી અલાઉદ્દીન ખીલજી(ઇ સ ૧૨૯૫-૧૩૧૬)એ તરસંગમો લઈ લીધો પછીથી જગતપાળે તરસંગમો પાદશાહ પાસેથી જિતી લીધો તેની છઠ્ઠી પેઢિયે—
કાનડદેવ
|
મેઘજી ઉપર ઈડરના રાવ ભાણે ઇ સ ૧૪૪૫ માં ચડાઈ કરી તરસંગમો જિતી લીધો, પણ પછીથી અમદાવાદના સુલતાન મહમૂદ(બીજા)ની મદદથી ફરી તરસંગમાનું રાજ મેળવ્યું
આશકરણજીને આશ્રયે અકબર પાદશાહનો શાહજાદો આવી રહ્યો હતો, તે દિલ્હી ગયા પછી અકબર પાદશાહે તેને વશપરંપરા રાણાજીની પદવી આપી
|
વાઘને ઈડરના રાવ કે યાણમલ જિતી કેદ કરી લઈ ગયા, ત્યાં પોતાને હાથે આપઘાત કરી મરણ પામ્યા તે પછી તેનો ભાઈ—
જાયમલ, એને પણ ઈડરના રાવે જિત્યો તેથી તેણે દાતામાં રાજગાદી કરી ઇ સ ૧૫૪૪
|
જેતમાલજી
|
પુંજોજી
|
માનસિંહજી ઇ સ ૧૬૮૨ માં મરણ પામ્યા
|
ગજસિંહજી ઇ સ ૧૬૮૨-૧૬૮૭
|
પૃથિરાજજી ઇ સ ૧૬૮૭-૧૭૪૩ તે પછી તેના ભાઈ વીરમદેવજીના કુંવર
|
કર્ણજીને મેઘરાજ નામના તેના સરદારે ગાદિયેથી ઉઠાડી મૂકી સુદાસણાવાળા અમરસિંહજીને બેસાડ્યા હતા, પણ કર્ણજિયે પાલણપુરના દીવાન બહાદરખાનજીની મદદથી રાજ પાછું મેળવ્યું
|
રતનજી પાંચ વર્ષ રાજ કર્યું એને કુંવર ન હોવાથી એનો ભાઈ
અભયસિંહજી ઇ સ ૧૭૬૫ માં મરણ પામ્યો.
|
માનસિંહજી ઇ સ ૧૭૬૫-૧૮૦૦ તે પછી તેનો ભાઈ—
|
જગતસિંહજી ઇ સ ૧૮૦૦-૧૮૨૩ તે પછી તેનો ભાઈ—
|
નાહારસિંહજી ઇ સ ૧૮૨૩-૧૮૪૭
|
લક્ષમસિંહજી ઇ સ ૧૮૪૭-૧૮૬૦
|

"કામે જઈયે છિયે." કુંવરે જાણ્યું એમ જ હશે; કારભારી કાંઈ કામને માટે મોકલશે હશે. ત્રણે જણ ધનાલિયે ગયા અને વાઘેલા ઠાકોર મોકમસિંહને પૂછ્યું કે, પુંજોજી ક્યાં છે? તેણે કહ્યું કે, એ તો ચિત્રાસણિયે છે. પછી તેઓ ચિત્રાસણિયે ગયા અને રાત્રિયે વાસો રહી સવારમાં તે ગામના ધણી સિંધાન બોલાવીને કહ્યું કે, "પુંજોજી તમારી પાસે રહે "છે, માટે તમે તેની ચાકરી કરશો?" તેણે કહ્યું કે, "ત્રણસેં ચારસેં માણસો "મારી પાસે છે; ગમે તે કામ તમે ફરમાવશો તે કરવાને હું તૈયાર છું." પછી તે પોતાના માણસ લઈને તૈયાર થયો, એટલે ગઢવી અમરાજિયે પુંજાજીને કહ્યું કે, "અમારી સંગાથે તમે દાંતે ચાલો." તે કહે કે "મને તો મારી "નાંખે, માટે હું નહિ આવું." ગઢવી કહે કે, "તમને કોઈ મારી નાંખે નહિ "તે વિષેનો હું જમાન છું, પછી પુંજાજીને લઈને તેઓ મોટા સડામાં આવીને રહ્યા. બીજે દિવસે જયસિંહને ગાદિયે બેસવાનું મુહૂર્ત હતું, તેથી ઘણી ધામધૂમ થઈ રહી હતી, અને જયસિંહદેવ દરબારમાં પોશાક પ્હેરતો હતો, એટલી વારમાં પુંજોજી આવી પ્હોંચ્યો, અને કારભારિયે અને સરદારોએ તેને ગાદી ઉપર બેસારી દીધો. દાંતાના નગરશેઠ ન્હાનાભાઈને સોએ કહ્યું જે, તમે દરબારને ટીલું કરો. પછી તેણે તિલક કરીને પચીસ રૂપિયા ભેટ કર્યા. ત્યાર પછી સર્વે જણે જેને જેમ ઘટે તેમ ભેટ કરી. તે સમયે ચિત્રાસણીવાળા શિરબંધિઓએ આવીને પૂછ્યું, કે "અમને શી ચાકરી બતાવો છો?" ત્યારે કહ્યું કે, "તમે દરબારની ચારે બાજુએ ચોકી રાખો કે, કોઈ જવા "આવવા પામે નહિ." પછી તેઓએ પક્કો બંદોબસ્ત કર્યો. નગારાં વગડાવ્યાં અને તોપો છોડાવી, તે સાંભળીને જયસિંહદેવે પૂછ્યું કે "નગારાં કોણે "વગડાવ્યાં?" ત્યારે કોઈએ કહ્યું જે પુંજોજી પાટ બેઠા. એટલી વારમાં હુકમ આવ્યો જે, "તમારી પાસે દરબારના દાગીના હોય તે મોકલી દ્યો. અને "તમે આ જગ્યા છોડીને જાઓ." જયસિંહદેવ કહે કે, "હું ક્યાં જાઉં?" તેનું ઉત્તર આપ્યું કે, "તમારી માને ગંભવા ગામ જીવાઈમાં આપ્યું છે,

---

|
હરિસિંહજી ઇ સ ૧૮૬૦-૧૮૭૬.
|
જસવંતસિંહજી ઇ. સ. ૧૮૭૬ માં ગાદિયે બેઠા છે.

દાંતાના તાબામાં ૭૦ ચોરસ મૈલ જમીન, ૭૮ ગામ, સુમારે ૧૨૦૦૦ માણસની વસ્તી છે, અને વાર્ષિક ઉપજ આસરે પચાસ હજાર રૂપિયા થાય છે. તેમાંથી ગાયકવાડને રૂ. ૨૭૭૧-૧-૧૧, ખંડણીના, ઈડરને ખીચડી હક્કના રૂપિયા ૫૧૩-૧૫-૩ અને પાલણપુરને રૂ. ૫૦૦ આપે છે. આ રાજ્ય મહીકાંઠામાં બીજા વર્ગનું છે. ૧૯ર્ડુ

